

આ પુસ્તકની આશાતના કરવ

કલ્યુગમાં પ્રત્યક્ષ ચમત્કા

# શ્રી માણિભદ્ર તીર્થનું



## સરસ્વતી તાવ. વિગેરે છંદોનો સંગ્રહ.

જુના પુસ્તકો ઉપરથી લખી પ્રસિધ્ધ કરનાર.

**યતી શ્રી. દોલતરૂચીજી લાલરૂચીજી.**

પ્રસિદ્ધ કર્તા.
શા. [illegible]રીભાઈ ગલાબચંદ.
આગલોડ ઉત્તર ગુજરાત.



અમદાવાદ.
રીચીરોડની સડક નીચે આવેલા શ્રી જૈન વિદ્યાવિજય
પ્રેસમાં શા. ચુનીલાલ અમથાશાએ છાપ્યું.

પ્રથમાવૃત્તિ. ૧૦૦૦

સંવત ૧૯૭૦ વીર સંવત૪૭૦ સન ૧૯૧૩

કીમત એક આનો.

દા. શા. ને. શી.



# તાજા સમાચાર.

[illegible]તિવાન તેમજ દુનિયાના તરક્કી પં[illegible]ામાંથી
[illegible] બાળપણમાં ધર્મ ભ્રષ્ટ થતા અટકવું હોય અને
[illegible]ના જેવુંજ સુખી બનાવવું હોય તો નિચેનાં
[illegible]તકો વાંચો અને તેનું ઇનામ લ્હાણું [illegible]
[illegible]રા. મુંબઇ, અમદાવાદ અને વડોદરા વિગેરેમાં મુનિ
તથા વિદ્વાનોએ પસંદ કરવાથી એક માસમાં
[illegible] સંખ્યાનો ભાને ઉઠાવ થયો છે.

| | ઘટાડેલી કીંમત | મુળ કીંમત. |
|---|---|---|
| તત્વ જ્ઞાન પ્રકાશ ભાગ ૧ લો. | રૂ. ૦-૧૦-૦ | ૧ |
| જૈન માર્ગ દીપિકા. | રૂ. ૦-૮-૦ | ૮ |
| શમગુણ ગીતા. | રૂ. ૦-૫-૦ | [illegible] |
| પ્રમાણ પુષ્પ કલીકા. | રૂ. ૦-૨-૦ | ૦-૨-૦ |
| માણિભદ્ર વીર અને તેની આરાધના | રૂ. ૦-૦-૮ | ૦-૧-૦ |
| સામાયક સૂત્ર અર્થ સાથે દર સોના | રૂ. ૨-૦-૦ | ૦-૧-૦ |
| પુત્રી ગીતા પ્રથમ ખંડ | રૂ. ૦-૦-૬ | ૦-૧-૦ |
| બાળ ગીત. | રૂ. ૦-૦-૬ | ૦-૧- |
| અવિદ્યાનો જુલમ. | રૂ. ૦-૦-૩ | ૦-૦- |

શ્રી નીતિ પાઠ ભાગ ૧ લો.
શ્રી નીતિ પાઠ ભાગ ૨ જો.
માણસનું કર્ત્તવ્ય.
ગેબી સંદેશો.
વીલીયમ ફ્રેડીકનો કીંમતી લેખ
(પુંજામાં રાખવા લાયક)

} ટોટલ રૂ. ૦-૨-૦ મુળ ૦-૦-૩

આ સીવાય સર્વ જાતનાં જૈન ધર્મનાં તેમજ બીજા ધર્મનાં અને નીતિનાં પુસ્તકો મળે છે.

વકીલ વર્ધમાન સરૂપચંદ શાહ.

ગજેન્દ્ર ડેપો--અમદાવાદ

આ પુસ્તકની આશાતના કરવી નહી.

કલ્યુગમાં પ્રત્યક્ષ ચમત્કારી.

# શ્રી માણિભદ્ર તીર્થનું વર્ણન.

સરસ્વતી તાવ વીગેરે પદોનો સંગ્રહ.


જુના પુસ્તકો ઉપરથી લખી પ્રસિધ્ધ કરનાર.

યતી શ્રી. દોલતરૂચીજી લાલરૂચીજી.

પ્રસિદ્ધ કર્તા.

શા. હરીભાઇ ગલાબચંદ.

આગલોડ–ઉત્તર ગુજરાત.





અમદાવાદ.

રીચીરોડની સડક નીચે આવેલા શ્રી જૈન વિદ્યાવિજય પ્રેસમાં શા. ચુનીલાલ અમથાચાએ છાપ્યું.

પ્રથમાવૃત્તિ. ૧૦૦૦

સંવત ૧૯૭૦ વીર સંવત૪૭૦ સન ૧૯૧૩

કીમત એક આનો.


દા. શા. ને. શી.

## શ્રી માણિભદ્ર વીરનું વર્ણન.

# પ્રસ્તાવના.

આજ કાલ ઘણી બાબતોનાં વર્ણનો વાંચવામાં આવે છે. તેમાં આવાં પ્રાચિન તીર્થોનો હેવાલ અત્યંત આવસ્યક હોવાથી યથામતિ મળી આવ્યો તે દાખલ કર્યો છે. માણિભદ્ર વીરનું તીર્થ ઘણા વખતથી આગલોડ પાસે મગરવાડા નામે પ્રસિદ્ધ છે, ત્યાં નજીકમાં અગસ્થ રૂષિનો આશ્રમ પણ છે આ વીરનું હાલનું મંદિર સંવત ૧૮૬૦ ની સાલમાં હરસિંહ રાજાના વખતમાં, પંન્યાસ મુક્તિવિજયજીના ઉપદેશથી આગલોડ ના જૈન સંઘ તરફથી બંધાવવામાં આવ્યું છે, તેની પાસે આદેશ્વર ભગવાનની પાદુકાનું તીર્થ છે, આ સઘળું જોતાં પ્રથમની સંપૂર્ણ જાહોજલાલી જણાઇ આવે છે હાલ તો આ ગામમાં આસરે ૧૦૦ ઘર શ્રાવકોની વસ્તીનાં છે, બે શીખરબંધ દેરાસર છે તે પૈકી એક તો ૧૯૭૦ માં બંધાવેલું છે અને બીજું ૧૮૬૫ માં બંધાવેલ છે, આ ગામ સાબરમતી નદીના કાંઠા ઉપર છે, તેમાં પાઠશાળા, ઉપાશ્રય, પોષ્ટ અને નિશાળ છે અમદાવાદના નગર શેઠ પ્રેમાભાઇ હેમાભાઈ તથા લાલભાઇ દલપતભા[ઇ] વિગેરે ઓસવાળના કુળદેવ તરીકે આ માણિભદ્ર વી[ર]

ગણાય છે. અને હજુ પણ તેઓ સારૂ માન ધરાવે છે, લગ્ન પ્રસંગ પહેલાં, દેવગણા-અને ગુરૂગણા કરવા તેઓ અહીં આવે છે, મુંબાઇ, પુના, કોલ્હાપુર વિગરે ઘણા વિસ્તારવાળા પ્રદેશમાં આ દેવના માટે ઘણું સારૂં માન છે. રાજાઓ પણ તેમને ઘણાજ માનભરી નજરથી જોતા આવે છે, આ તીર્થના નિભાવ માટે શ્રી હરીસિંહજીએ જમીન આપેલી છે અને તે હજુ પણ તેમના વંશજો માન ભરી નજરથી પાળે છે. વિજાપુરના બારોટ લોકો પણ આ દેવને ઘણીજ માનભરી નજરથી માન કરે છે હરીસિંહજીના વખતના જુના જાગીરદાર બારોટ દતરામ અજુભાઈવાળાચે પણ જમીન આ મંદિરના નિભાવ માટે સંવત ૧૮૬૫ ના અરસામાં બનાયત કરેલી છે તે હજુ પણ માણિભાદ્ર વિરના કુવેતરના નામે ઓળખાય છે અને તે વીરના વહીવટદારોના તાબે છે, વચમાં અશાંતિના કારણથી અવ્યવસ્થા થવા પામવાથી ત્યાં માત્ર દેવળ રહેતા નજીકની ધર્મશાળા વિગરે જીર્ણ થયું હતું પણ સં. ૧૯૬૫ ની સાલથી-મહાજને પોતાના હાથમાં કામ સંભાળીને વ્યવસ્થા સારી કરી છે, રૂ. ૧૧૦૦-૦-૦ ધર્મશાળામાં ખર્ચ્યા છે, હજુ પણ તેમાં ખર્ચ કરવાની જરૂરતો છેજ ગ્રહસ્થોએ પોતાનો હાથ લંબાવવો જોઈએ વિજાપુરના મગનલાલ કંકુચંદે તથા શા. નથુભાઈ

મંછાચંદ આ કામમાં સારૂં ધ્યાન આપે છે. આ ગ્રંથમાં પદ્ય છે તે બનાવનાર તથા એકઠું કરનાર સ્વર્ગવાસી લાલ રૂચિજીના પરમ શિષ્ય **દોલતરૂચિજી છે** અને પ્રસિદ્ધ કરનાર શ્રી માણિભદ્રના કારખાના તરફથી **શાહ ડુંગરસી મુલચંદ તથા વહોરા નાથાલાલ દલીચંદ તથા શાહ હરીચંદ ગુલાબચંદ તથા વહોરા ભાઇચંદ રવચંદ** છે, વહીવટ ત્યાંનો સારો રાખે છે યાત્રીઓના માટે--વાસણ, ગોદડાં વિગરેની સવડ છે, આ તીર્થની બધી બાજુએ રેલવે આવી જવાથી–યાત્રીઓને સારી અનુકુળતા છે—બધા સ્ટેશનોથી ગાડી, ઘોડા, અને ઉંટ વીગેરેનાં સસતાં સાધનો મળેછે, વિજાપુર (ઉત્તર ગુજરાત ) થી ચ્યાર ગાઉ, વડનગરથી દશ ગાઉ, મહાદેવપુરાથી છ ગાઉ છે, રસ્તો નિર્ભય ઉંચ વસ્તી વાળાં ગામો છે, પુદેડા, પેડાંમલી, વિગેરે જૈન ધર્મનાં પવિત્ર ધામ છે.

**લિ. લેખક.**

# શ્રી માણિભદ્ર વીર.

સુરવીર અને દાન વીર પરાક્રમી પુરૂષોની ઘણી વાતો તમોએ સાંભળી હશે—અને ઘણા ચરિત્રો વાંચ્યાં હશે તેમાં આજે તમને "શ્રી માણિભદ્ર વીર" આ શબ્દ કાને પડતાંજ તેમને વિચાર આવવો જોઇએ કે વળી તે શું ? હવે આ ઠેકાણે જણાવવું જોઇએ કે:— આ પણ એક સૂરવીર ગ્રહસ્થ કે જેણે પોતાની હયાતીમાં ઘણાં પરાક્રમો કર્યાં હતાં અને મરણ પછી પણ વ્યંતરમાં દેવ થયા બાદ પોતાની શક્તિના બળે હજુ પણ પોતાનું સૂરવીર—અને દાનવીરપણું પ્રગટ પણે આ લોકમાં અને તે લોકમાં જણાવી રહેલ છે, તેની નીશાની તરીકે તેવા નામથી ત્રણ તીર્થ પ્રવર્તે છે, એક પાલણપુર અને ડીશાની નજીકમાં મગરવાડા ગામે, બીજુ ઉજ્જૈન ગામે, અને ત્રીજુ આગલોડે, નજીક મગરવાડા નામે આ માણિભદ્ર વીરનું તીર્થ છે.

માણિભદ્ર વીર—એ હાલમાં એક જાતીનો હયાત દેવ છે, તેને અવધી જ્ઞાન છે, ઘણા કાળથી તે પોતાનું દેવાયુ ભોગવે છે, અને હજુ પણ દાનવીર—અને સૂરવીર પણું જણાવી પોતાના ઉન્નત માર્ગમાં આગળ વધે છે. કુદરતના સાચા નિયમોને સુદ્રઢ રીત્યે જાણે છે તેનું સદાને માટે પ્રસંસનિય આચરણ છે, પોતાની ઇચ્છાઓ ઉપર કાબુ ધરાવે છે અને અનેક પ્રકારનાં

શુભ કામો કરવામાં પ્રતિદીન ઉદ્યોગી છે. તેનું દેવ ભુવન ક્યાં છે. કેટલી રીદ્ધિ ધરાવે છે, શું પરિવાર છે, આવી રીદ્ધિ તેને કેમ મળી તે વિગેરેના માટે લઘુ ગ્રંથમાં લખવું ઉચિત નથી—પણ તે પ્રથમ કોણ હતો તેના માટે કર્ણોપકર્ણી એક દંત કથા ચાલુ છે કેઃ—
માણેક—નામનો એક ગ્રહસ્થ દીર્ઘ દ્રષ્ટિવાળો અને વિચાર શીળ હતો, તેને જન ધર્મ ઉપર ઘણીજ પ્રીતિ હતી, તેથી તેણે તે શાસ્ત્રનો સારો અભ્યાસ કર્યો હતો કયા ગામમાં તેનો જન્મ હતો, શું શું વિશેષ પરાક્રમો કર્યાં હતાં, તેના પરાક્રમો વડે કયા કયા દુષ્ટોને મારી હઠાવી જન સમાજની શાંતિ સાચવીને સેવા બજાવી હતી. તેનો પુરેપુરો હેવાલ ભુતકાળના પેટમાં પડવાથી અને અશાંતિનો લાંબો વખત કાયમ રહેવાથી તે જો કે હાલ સવીસ્તર મળી આવતું નથી. પણ એટલું તો મલી આવે છે કેઃ— ( ૧ ) દયા તેને બહુ રમ્ય હતી. ( ૨ ) તે પ્રાંતઃકાળમાં ઘણો વહેલો ઉઠતો હતો. ( ૩ ) શાન્ત પણે એકાગ્ર ચીત્ત એકાન્તમાં બેસીને પોતાની આંગળીઓ વડે નવકાર મંત્ર ( મંત્રાક્ષર ) ગણુતો. [ ૪ ] પોતાની જાતને પુછતો કેઃ —હું કોણ છું ? ( ૫ ) મારો ઇષ્ટ દેવ કોણ છે ? ( ૬ ) મારા ગુરૂ કોણ છે ? ( ૭ ) મારો ધર્મ શું છે ? ( ૮ ) મારે કરવા યોગ્ય શું છે ? ( ૯ ) મારે સું ન કરવું ? આ નિશ્ચય

કરીને પોતાના દિવસનો પ્રારંભ કરતો, પોતાના દરેક કામોમાં પોતાની સુભ માન્યતા મુજબજ પોતાનું વર્તન બનાવતો, કુવિકલ્પ નહીં કરવા સામે, ખોટું બોલવા સામે, અને અસદ્ આચરણ સામે તેણે એવો કાબુ મેળવ્યો હતો કે તેને સ્વપ્ને પણ અસુભ વિચાર આવતો નહોતો. તે ષટ્ કર્મનૂ હતો એટલે કે નિચેની છ છ બાબતોને ધારણ કરનાર હતો-અને તે પણ દ્રવ્ય, ક્ષેત્ર કાળ અને ભાવની મર્યાદા પ્રમાણે દીર્ઘ દ્રષ્ટિથી વીચાર કરીને દ્રઢતા પૂર્વક વર્તન કરવા વાળો હોવાથી મનુષ્યાવતારમાં પણ મહાન વીર બહાદૂર અને ગ્રહસ્થ ધર્મનો અદ્વીતિય ઉપાસક ગણાતો હતો, રાજ્ય વૈભવ ભોગવતાં છતાં, સર્વનું રક્ષણ કરવામાં પોતાની ઉમદા ફરજ સમજવામાં આગળ વધેલ હોવાથી-લક્ષ્મી કે સ્ત્રીઓનો વિલાસી નહોતો, અન્ય વર્ગને દુઃખ આપવાની પ્રકૃતિ વાળા દૂષ્ટો તેનાથી ત્રાસ પામતા હતા તેથી ઘણા લોકો પિતા તરિકે નિર્ભય પણે તેના આસરે આમન ચમન કરતા હતા. તે છ બાબતો નીચે મુજબની હતી.

( ૧ ) ઇષ્ટ દેવની પુજા, ( ૨ ) ગુરૂની સેવા, (૩) સદ્શાસ્ત્રનું નિત્ય અધ્યયન, ( ૪ ) મન, વચન અને શરીરની વિપરિત ચેષ્ટા ઉપર કાબુ, ( ૫ ) ઇચ્છાઓને નિરોધ કરવાની દ્રઢતા અને ( ૬ ) સર્વને અભયદાન આપવું. વળી

(૧) પોતાના અગર પારકા કોઇ પણ આત્માને રાગ કે દ્વેષ ઉત્પન્ન થાય તેનાથી અલગ રહેવા રૂપ પરમ શમતા ભાવ; (૨) પૂર્વ થઇ ગયેલા દાન (અભય) સૂરવીરોના આચરણ ત્રફ પોતાની મનોવૃતિને વાળવી; (૩) મહાન ગુરૂઓને વિધી પૂર્વક વંદન કરવું; (૪) નિત્ય પરિચયના કારણથી, સ્મૃતિ વીહીન પણાના કારણથી, મોટાઓની દાક્ષીણતાના કારણથી, અને રોગાદિકના કારણે, લાચારીના પ્રસંગે જે ઉન્માર્ગે, મન વચન, અને કાયાનો વ્યવહાર અખત્યાર થયો હોય ત્યાંથી પાછા ફરી યોગ્ય માર્ગે આવવું; (૫) નવીન ગુન્હા કરતા અટકાવવા માટે શરીરને સ્થિર બનાવવું અને (૬) ફરીથી ગુન્હા નહિ કરવા માટે દ્રઢ પ્રતિજ્ઞા કરવી. વળી-

(૧) અતિ આહાર કરવો નહિ, (૨) પ્રયાસ એટલે અતિ મહેનત કરવી નહિ, (૩) વિના કારણે બોલવું નહીં, (૪) સમજ વગરની માન્યતા પ્રત્યે હઠ કરવી નહીં, (૫) અનેક માણસના સોબતી થવું નહીં, (૬) ઇન્દ્રીઓની લોલતા, એટલે ચપળતા રાખવી નહીં એટલે કે મધુર ગાયનો સાંભળવા અધિરા બનવું નહીં, નાના પ્રકારના રૂપ અને નાટચારંગ જોઇને વ્યામોહ પામવું નહીં, દુર્ગંધ પ્રત્યે સુગ અને સુગંધ પ્રત્યે તરલીનતા રાખવી નહીં, સ્વાદિષ્ટ ભોજન માટે ઝંખવું નહીં, સુંદર આભુષણ વડે શરીરને સણગારવું નહીં. વળી

(૧) નિરંતર ઉદ્યમવંત રહેવું; (૨) સારાં કામો કરવામાં જરાપણ ના હિંમત થવું નહીં, (૩) સુનિશ્ચિત ફરજ બતાવ્યા છતાં પણ સંકટ આવે તો ધૈર્ય પણે પોતાની ફરજમાંથી વેગળા થવું નહીં; (૪) તત્વ જ્ઞાનમાં આગળ વધવું. (૫) પુર્વાપર અવીરોધી જ્ઞાનમાં નિશ્ચય શ્રદ્ધા રાખવી અને (૬) જન સમુદાયના અતિ પરિચયથી દુર રહેવું. આ તેનો નિશ્ચય હતો

તેને સત્ય જ્ઞાન પ્રાપ્ત થયેલ હોવાથી તેની માન્યતા એવી હતી કેઃ—(૧) આખા જગતનું કલ્યાણ થાય, (૨) પરોપકારી પુરૂષોનાં ટોળે ટોળાં પેદા થાય (૩) દુષ્ટ સયતાનોનો નાશ થાય, અને (૪) સર્વ સ્થળે સુખી જીવો આમન ચેન કરે તેથી તે પોતાનું જીવન તેમાંજ વ્યતિત કરતો હતો, એટલે કે બીજાના કલ્યાણ માટે અનેક ઉપાય કરતો, પરોપકારી પુરૂષોને ચ્હાતો, દુષ્ટ સયતાનો-રાક્ષસો કે જેઓ ઓછી શકિતવાળા નિબળોને માર ખોસ કરનારાઓ હોય છે તેમનાથી-એ પામરોનું રક્ષણ કરવામાં તે અદ્વીતિય વીર બ્હાદુર હતો તેથી તે સર્વને સુખ આપવાવાળો હતો ધર્મમાં આગેવાન સંઘવી તરીકે ચતુર્વિધ સંઘનું રક્ષણ કરનાર હતો, તોપણ ધર્મના શ્રી પૂજ્ય ભટ્ટારકોને ઘણુંજ માન કરતો હતો, તેના વિરત્વના પ્રભાવે ધર્મ અને ધર્મીઓના માર્ગનું રક્ષણ થતું હોવાથી ધર્મ ગુરૂ-

ઓ પણ તેનું માન કરતા હતા. શ્રી શેત્રુંજય તીર્થની યાત્રા કરીને પાછા ફરતાં ગરિબોના સંકટ નિવારવા માટેજ એક યુદ્ધમાં તેમને ઉતરવું પડયું. તેમાં પૂર્ણ સૂરવીર પણે પોતાની બ્હાદુરી બતાવી અનેક ગરિબોને સુખી કર્યા, તેથી સામાન્ય માણુસના કરતાં તેમને અસાધારણ સંખ્યામાં, બળીષ્ટ શત્રુઓ થયા હતા તોપણ બ્હીકણ પણે પોતાનું ચિંતાતુર જીવન ગાળતો નહોતો–તેતો જાણુતો હતો કે ધર્મી પુરૂષોને મરણનો ભય હોતો નથી–કારણ કે પોતાની ફરજ બજાવવી તેનેજ તેઓ ઉત્તમ જીવન ગણુતા હતા. અને મરણની રાહા નહીં જોતાં પોતાના શરીરથી કાંઇ પણ વધારે ઉન્નત્તિ ના થઇ શકે તેવી હદે તે પહોચે ત્યારે શરીરનો ત્યાગ કરીને ઈચ્છા પૂર્વક અનસનથી મરણ પામીને આ જગતમાંથી જતા રહેવાનું પસંદ કરતો હતો.

તેમની રાત્રીની ક્રીયા પણ દીવસની ક્રીયાના જેવીજ હતા પણ વધારામાં એક નિશ્ચય કરીને સુતો હતો. તે એકે (૧) હું આ જગતમાં હું એકલોજ છું–મારૂં કોઇ નથી, હું કોઈનો નથી, એ પ્રમાણે પોતાના આત્માને અદીન મન વડે પ્રતિબોધતો, (૨) મારો એકલો આત્મા છે, અને જ્ઞાન દર્શને કરીને યુક્ત છે તે શીવાયની સઘળી વસ્તુઓ મારી નથી, બાહ્યની છે અને સંયોગે આવી મળી તે વિયોગને પાત્ર છે (૩) સંયોગ છે–તે માત્ર જીવોને દુઃખની પરંપરાને પ્રાપ્ત

કરનાર છે માટે સઘળા સંબધોને–મન, વચન, અને શરીરની એકાગ્રતાએ–ત્યજું છું. (૪) દેખીતા અને ન દેખાય તેવા ગુપ્ત શત્રુઓના જીતનાર અરિજીત–મહાન વીરના દેવત્વનું શરણુ અંગીકાર કરૂં છું તેવા વીરના માર્ગમાં આગળ વધેલા, અને સંપૂર્ણુ પણે જાણીતા થયેલા મારા ગુરૂ છે. તેમનું શરણુ અંગીકાર કરૂં છું અને તેમનો બતાવેલો સર્વ જીવને પરમ હિતકર માર્ગ રૂપ તત્વ તેનું શરણુ અંગીકાર કરૂં છું.

આ પ્રમાણે સ્મરણમાં રાખીને નિંદ્રા લેતો હતો ગરિબોના રક્ષણ માટે યુદ્ધમાં ઉતરવું પડે તો પણ આ પ્રમાણે ધ્યાન કરીનેજ યુદ્ધારંભ કરતો અને વિજય પામતો.

એક વખતે યુદ્ધમાં ઉતરતાં સમાધિ પૂર્વક ક્ષાત્ર મરણ થયું. દુષ્મનો રાજી થયા ગરિબો ગભરાયા દુષ્ટ દેવો પણ ઉપદ્રવ કરવા લાગ્યા, ગુરૂઓની પણ મર્યાદાનો લોપ થવા લાગ્યો, પણ તે વખતના જ્ઞાન પરિપૂરણ ગુરૂએ પોતાના જ્ઞાન બળે જોયું તો, આ માણેક સૂરવીર મરીને ભુવન પતિના દેવ ભુવનમાં માણિભદ્ર નામા વ્યંતર–યક્ષ દેવતા થયેલો જોયો તેની હાજરીમાં મહાન શક્તિવાળા બાવન વીર તૈયાર રહેતા–અને ચોસઠ યોગિનીઓ (જોગણી) તેના દરબારમાં નાટ્યારંગ કરતી જોઇ.

વાંચનારાઓને આ ઠેકાણે આશ્ચર્ય લાગશે કેઃ— એકાદ સુરવીર મરી જાય, પછી તે દેવ થાય, અને જ્યાં

ઉત્પન્ન થાય તેને વિદ્વાનો જોઇને સમજી શકે તેમની રીદ્ધિને દેખે. વળી તેમને વિનવે તેથી દેવો માણુસની હાજરીમાં તૈયાર થાય, તેની સેવા કરે, તેનું રક્ષણ કરે આવી આવી વાતોને સાંભળીને તેમને કદાચ લાગશે આતે ધર્મ ગપોડાં—કે—ગપ્પ-છે પણ ખરે તેમ ગપતો છેજ નહી. તેની ખાતરી માટે હાલના વિદ્વાનો અમેરીકામાં ખાતરી આપે છે કે:—ઘણે દુર એટલે સેકડો ગાઉ રહેલા માણુસો તારની મદદ વિના માત્ર પોતાના મનથીજ એક બીજાની સાથે સંદેશા મોકલી શકે છે, તે નિચેના દાખલાથી સમજાસે કે તેને "મેન્ટલ ટેલેપથી સાયન્સ" એટલે વિચારથી ઘણે દૂર સંદેશા મોકલવાની ચમત્કારિક વિદ્યા જે પૂર્વના જૈન ગુરુઓ-તેના કરતાં પણ મહાન વિદ્યાઓ જાણુતા હતા.

મોકલનાર-ડાકટરની સ્ત્રી તા ૧૨-૫-૧૯૦૨

સો માઇલ દૂરથી સહી સલામત આવી પહોચી; મારી મુસાફરી ખુશ કારક હતી જોસફ બીમન ખુશીમાં છે, જુના ઘરમાં અમને સુંદર જગ્યા મળી છે.

ગ્રહણુ કરનાર ડાકટર તા ૧૨-૫-૧૯૦૨ (તે નીચે મુજબ સમજ્યો).

મુસાફરી સારી હતી, બીમને સારી રીત્યે ઊંઘ આવી હતી. ઘર ચોરસ બાંધેલું, આગળ વૃક્ષો આવેલા, ઓરડામાં સુર્યનો પ્રકાશ આવે છે, ઇશાન ખુણામાં લ્હાય લાગી.

( તે સ્ત્રીએ સુંદર જગ્યા મળી છે એમ સંદેશો મોકલ્યો નહોતો પણ તેના મનમાં તે વખતે તે જગ્યાનો ચીતાર હતો તે પણ તેના ધણીના જાણવામાં આવ્યું, અને લ્હાય લાગી એ પાછળથી તપાસતાં ખરી વાત માલમ પડી ).

જૈન શાસ્ત્રોની કેટલીક ઘહન અને ના સમજી શકાય તેવી વાતોના માટે કેટલાક બાળ જીવો-ગપ્પ-કહીને હશી કાઢે છે, પણ તેમાં તેમનો દોષ નથી-અજ્ઞાની બાળ જીવોનું તેવુંજ આચરણ હોય-તેમને જ્ઞાન થશે ત્યારે તેઓ જરૂર ઠેકાણે આવશેજ.

એક વખતે આગળ પડીને સાચી બાત કહેનારને ઘણા ભોળા અને અજ્ઞાન જીવો મારી હઠાવે છે. તો પણ તે વાતને ખરા વિદ્વાનો મક્કમ પણે વળગીજ રહે છે.

આધુનિક ભૂગોળ ભણેલા વિદ્યાર્થીઓ, સૂર્યને સ્થીર અને તેની આસપાસ પૃથ્વી અને ગ્રહો ફરે છે એમ ભણી ચુકયા-તેને જૈનશાસ્ત્ર તદ્દન વખોડી કાઢે છે, અને ખુલ્લી રીત્યે કહે છે કે, અનેક સૂર્યો અને અનેક ચંદ્રો છે તેમાં પણ આપણે જે પૃથ્વીમાં વસીયે છીયે તેમાં બે સૂર્ય અને બે ચંદ્ર છે તે આજ સૂધીના સઘળા વૈજ્ઞાનીઓ હશી કાઢતા હતા પણ ખરા સુધારાની ટોચે પહોચેલા ઝાપાનના વૈજ્ઞાનીઓને ગયા બે માસમાં બે ચંદ્ર આ દૂનિયામાં છે એમ તેમણે જોયા હતા અને

હવે તેઓ કબુલ થયા છે જુઓ અમદાવાદ સમાચાર તા. ૩૦-૯-૧૩.

હવે આ યક્ષ શું છે તે માટે તમારે થોડુંક જાણવું જોઇએ માટે તે નિચે મુજબ જણાવીએ છીએ.

વ્યંતર જાતીના દેવો છે તેમાં મુખ્ય આઠ જાત્યો છે. તેનાં નામ કિન્નર, કિંપુરૂષ, મહોરગ, ગન્ધર્વ, યક્ષ રાક્ષસ, ભૂત અને પિશાચ. તેઓ સ્વર્ગ મૃત્યુ અને પાતાળમાં સર્વ સ્થળે સ્પર્શ કરતા સ્વતંત્ર પણે એકબીજાની સોબતમાં, મરજી મુજબની ગતિ કરતા ચ્યારે દિશાઓમાં ફરતા રહે છે વળી કોઇ કોઇતો માણસોની સેવકની પેઠે સેવા કરે છે, તથા અનેક પ્રકારના પર્વત ગુફા, ગાઢવન, બોલ ( કંદરા વિવર ) ઇત્યાદિકમાં નિવાસ કરે છે તેથી તેઓ વ્યંતર કહેવાય છે વળી તેઓ અમુક ક્ષેત્રનું રક્ષણ કરનારા હોવાથી ક્ષેત્રપાળ કહેવાયછે

ઉપર જણાવેલી આઠ જાતીઓ પેકી પહેલા કિન્નરમાં વળી દશ જાત છે, તેનાં નામ—(૧) કિન્નર, (૨) કિમ્પુરૂષ, (૩) કિંપુરૂષોતમ, (૪) કિન્નરોતમ (૫) હૃદયંગમ, (૬) રૂપશાલી, (૭) અગ્નિદંત, (૮) મનોરમ, (૯) રતિપ્રિય અને (૧૦) રતિશ્રેષ્ટ.

બીજા કિમ્પુરૂષ દશ પ્રકારના છે, તેનાં નામ— (૧) પુરૂષ, (૨) સત્પુરૂષ, (૩) મહા પુરૂષ, (૪) પુરૂષ વૃષભ, (૫) પુરૂષોતમ, (૬) અતિ પુરૂષ (૭) મરૂદેવ, (૮) મરૂત, (૯) મેરૂપ્રભ અને (૧૦) યશસ્વત્.

ત્રીજા મહોરગ દશ પ્રકારના છે તેનાં નામ—(૧) ભુજગ, (૨) ભોગશાલી, (૩) મહાકાય, (૪) અતિકાય, (૫) સ્કંધશાળી, (૬) મનોરમ, (૭) મહાવેગ, (૮) મહેષ્વક્ષ, (૯) મેરૂકાન્ત અને (૧૦) ભાસ્વાન.

ચોથા ગન્ધર્વ બાર પ્રકારના છે તેનાં નામ—(૧) હાહા, (૨) હુહુ, (૩) તુંમ્બરૂ, (૪) નારદ, (૫) રૂષિવાદિક, (૬) ભૂતવાદિક, (૭) કાદમ્બ, (૮) મહાકાદમ્બ, (૯) રેવત, (૧૦) વિશ્વાવસુ, (૧૧) ગીત રતિ (૧૨) ગીતયશસ.

પાંચમા યક્ષ તેર પ્રકારના છે તેનાં નામ-(૧) પુર્ણભદ્ર [૨] મણિભદ્ર [૩] શ્વતભદ્ર [૪] હરિભદ્ર [૫] સુમનોભદ્ર (૬) વ્યતિ પાતિક ભદ્ર (૭) સુભદ્ર (૮) સર્વતોભદ્ર (૯) મનુષ્ય યક્ષ (૧૦) વનાધિપતિ [૧૧] વનહાર [૧૨] રૂપ યક્ષ [૧૩] યક્ષોત્તમ.

છઠ્ઠા. બ્રહ્મ **રાક્ષસ** સાત પ્રકારના છે તેનાં નાામ-ભીમ, મહાભીમ, વિઘ્ન, વિનાયક, જલ રાક્ષસ, રાક્ષસ રાક્ષસ, અને બ્રહ્મરાક્ષસ.

સાતમા ભુત નવ પ્રકારના છે તેનાં નામ—સૂરૂપ, પ્રતિરૂપ, અતિરૂપ, ભૂતોતમ, સ્કન્દિક, મહાસ્કન્દિક, મહાવેગ; પ્રતિછન્ન, અને આકાશગ.

આઠમા પિસાચ તે પંદર પ્રકારના છે.—તેનાં નામ-કૂસ્માન્ડ, પટક, જોષ આન્હક, કાલ, મહાકાલ,

ઉક્ષા, અચૌક્ષ, તાલ પિંસાચ, મુખર પિસાચ, અધસ્તા-રક, દેહ, મહાવિદેહ, તુષ્ણીક અને વનપિશાચ.

આ વ્યતર દેવોનો વૈક્રીયક સ્વભાવ તથા રૂપ અને ચિન્હ જુદી જુદી જાતનાં છે પણ તે સર્વનું વર્ણન ગ્રથમાં ગોવરવતાના ભયથી મોકુફ રાખતાં માત્ર માણિભદ્ર નામના યક્ષનુંજ જણાવીએ છીયે.

" શ્યામ—શુધ્ધ વર્ણ, ગંભીર; તુંદિલ. [ વિકાળ મોઢું ) મનોહર, પ્રિય દર્શન, માનોન્માન પ્રમાણ સહિત, હાથ વા પગનાં તળીયાં, નખ, તાળુ, જીંહા અને હોઠ એ ભાગ રકત વર્ણ વાળો, ( લાલ ) ચળકતા મુકુટ ધારણ કરેલ એનેક પ્રકારના રત્ન મય આભુષણોથી શોભિત અને વડ વૃક્ષની ધ્વજા ધારણ કરેલા હોય છે " વળી કેટલાક વ્યંતર દેવો દાસની પેઠે —માણસોની સેવા કરે છે.

તેવા દેવની આરાધના શાંતિ શોમ સૂરિજીએ છેલ્લામાં છેલ્લી ૧૭૩૩ ની સાલમાં કરી હતી. એકસો ને એકવિસ દિવસે દેવ પ્રગટ થઇ પોતાનું રક્ષક પણું જેમનું તેમ કાયમ પણે જણાવી સુરિશ્રીને સંતોષ આપ્યો હતો. આ દેવ પોતે પોતાના પ્રથમના ભવમાં માણસ પણે વિશાળ ક્ષેત્રમાં વસેલાં પ્રાણીઓનું બ્હાદુરીથી રક્ષણ કરતો હતો—તેનાથી હવે અધિક દૈવી શક્તિ વડે ઘણાજ વિશાળ ક્ષેત્રમાં રક્ષણ કરે છે—જળ અગ્ની ઝેર, સાપ, ખરાબ ગ્રહ, દુષ્ટ રાજા, રોગ, લડાઇ, રાક્ષસ શત્રુઓના સમુહ મરકીનો રોગ, ચોર. શિકારી પશુ,

અને મદોન્મત હાથી વિગેરેના ભય—તેમજ મારી, (મરકી) અતિ વૃષ્ટિ, અનાવૃષ્ટિ, દુર્ભિક્ષ, સ્વચક્ર [ પોતાના સૈન્યનો ભય ] અને પરચક્ર [ પારકાના એટલે બીજા રાજ્યના સૈન્યનો ભય ) એમ સર્વ ભયમાંથી બચાવે છે; પણ કોને તે હવે વિચારવું જોઇએ.

પોતાને પ્રિય એવાં પ્રાંતઃવિધાન, જે પુર્વે બતાવેલા નવ અંગ યુકત અને ચ્યાર ષટક વિગેરે તેમજ રાત્રી વિધાન આગળ કહેવાએલું છે તે પ્રમાણે ઉન્નતિના પ્રયાશમાં નિરંતર આગળ વધનાર-કે વધવાની જીજ્ઞાશા વાળા પરોપકારી જીવોને ઉપર બતાવ્યા તેવા ઉપદ્રવો પૈકી કોઇ પણ ઉપદ્રવ, પછી માણુસ વિગેરે કોઇ પ્રાણી કૃત, કે ભુત, પિશાચ કે રાક્ષસ કૃત હોય તેતો સ્મરણ કરતાની સાથેજ પ્રગટ થઈને અથવા પ્રચ્છન્ન પણે નાશ કરે છે—ભુત પિશાચ કે રાક્ષસો પણ દુષ્ટ પ્રકૃતિવાળા પાપાત્માઓનો નાશ કરવામાં પ્રચંડ હોય છે, તો પણ બીજા ઉંચ દેવોના કરતાં તેમનામાં ઓછો શિષ્ટાચાર હોવાથી-વાંદરાની પેઠે ટીંબળ કરનાર પ્રકૃતિ વાળા હોવાથી, બીન ગુન્હેગારને સતાવે છે પણ તેવા નિરપરાધીઓનું આ માણિભદ્ર સ્મરણ કરતાની સાથે જ રક્ષણ કરે છે. હવે તે દેવનું સ્મરણ કરવું કે આરાધન કરવું તે કેવી રીત્યે તેજ માત્ર જાણવાનું બાકી રહે છે, તે બતાવતા પહેલાં લોકોમાં કેટલીક ભૂલ ભરેલી માન્યતા ચાલે છે તેનાથી સર્વને જાણીતા કરવા જોઇએ અને તે એ કેઃ—

ઊટ અને ગધેડાનાં વિવાહમાં ગધેડો વેદ પાઠક હોય અને એક બીજાના કંઠની માધુર્યતાનાં વખાણ કરતા ખુશી થાય કે—આહા આપનો કંઠ સારો છે ! ! ત્યારે ગધેડો ઊંટને પણ કહે કે—આપના કંઠમાં પણ ઘણું માધુર્ય છે ! ! !

તેવી રીત્યે ખરૂં સત્ય બાજુએ મુકાયું છે, અને વિપરીત પણે સ્મરણ કે આરાધના થાય તો પછી ખરા ફળની આશા રાખવી તે ધુમાડાને બાચકા ભરવા સમાન છે.

જયાં ન્યાય વેચાતો હોય ત્યાં લાંચીઆ અમલદારોને લાંચ આપી લુચ્ચાઓ ફાવી જાય એટલુંજ નહીં પણ તેમની માન્યતા આ દેવો તરફ પણ તેવીજ થાય છે કેઃ—આ દેવોને પણ આપણે લાંચ આપીને ફાવી જશું અને એમ કરવાથી આપણી લુચ્ચાઇનું પોષણ થશે.

અહીયાં સારી પેઠે યાદ રાખવું જોઇએ, કે લુચ્ચા માણસોની નજરમાં આખું જગત લુચ્ચુંજ આવે, પણ બધે તેમ હોતુંજ નથી દેવો તો તદ્દન પ્રમાણીક સાચાના સખા અને બેલી હોય છે તેમને તમારા છળ કપટને પોષવાના દગા ભર્યા બાકુળાની, માહેત અને સુખડીઓ કે વાસના ભુખ્યા નથી; પણ તમારૂં પોતાનું તેમજ બીજાઓના હિતનું કાર્ય કરવામાં ઉન્નત્ત હૃદયની વાસનાના તેઓ ભુખ્યા છે, જયાં આ વાસના છે ત્યાં દેવો સ્મરણ કરતાંની સાથે હાજર થઇ ઉપર જણાવેલાં વિઘનોમાંથી પોતાની શકિત પ્રમાણે દુર કરે છે.

આ જગતનો કાયદો એવો છે કે પોતાના પરાક્રમ વિના કોઇને કંઇ પણ મળેજ નહીં છતાં તે કાયદાને ઉલ્લંઘન કરીને વિના મ્હેનતે દેવોને બાકુળા કે માહેત સુખડીઓની લાંચ આપીને કામ કાઢી લેવાના કૃત્યને દેવો સારી રીત્યે સમજે છે તેથીજ તેવાઓને કંઇ ફળ થતું નથી—પણ—પોતાના આત્માનો તેમજ બીજાઓનો ઉપકાર કરવા ત્રફ જેની અભિ રૂચિ છે તેમને કોઇ જાતનું વિઘન થાય નહિ તે વાતને દેવો પુર્ણ રીત્યે ધ્યાનમાં લે છે અને તેઓનાજ સંકટ ભાગે છે તો પણઃ—

ગમ્મે તેવો દુરાચારી હોય પણ હવેથી તેવા દુરાચારથી દુર રહેવાનો નિશ્ચય કરે અને એમ પ્રતિજ્ઞા કરે કે "હું આજથી જે કોઇ જીવ મળશે તે ત્રફ હું દયાળુ અને નમ્ર થઈશ, અને મારા કરતાં જેઓ વધારે નિર્બલ અને ગરિબ હશે તેમનું રક્ષણ કરવાને અને તેમને મદદ કરવાને હું પ્રયત્ન કરીશ; વળી દરેક પવિત્ર અને સુંદર કામો કરવાનો પ્રયત્ન કરીશ, આ પ્રતિજ્ઞા મારે કાયમના માટે રહો; તો તેના માટે આ માણિભદ્ર નામનો વ્યંતર દેવ જે યક્ષ અને ક્ષેત્રપાળ કહેવાય છે તે પ્રચ્છન્નપણે પ્રદક્ષિણા-ફરતો પાસેને પાસે જ રહે છે અને વિના વિનંતિએ આવતાં વિઘ્નોને રોકે છે--પણ તમારા હૃદયમાં આવી પવીત્ર વાસના હોવીજ જોઇએ વળી તેની મુખ્ય માન્યતા એ હતી કે માણસ ધર્મની ઉમદા ફરજો બજાવનારનું સયતાનોથી રક્ષણ

કરવું અને હલકી પ્રકૃતિવાળા સયતાનોને શિક્ષા કરીને પણ તેમને નીતિનો પાઠ શીખાડવો; તેથી તેનું વર્ત્તન લોક માન્ય થયું હતું એટલુંજ નહીં પણ ધર્મ ગુરૂઓ પણ તેનું બહુ માન કરતા હતા–આ દેવની શકિતને માટે પાટણના જૈન શ્વેતાંબર તપગચ્છના શ્રી પુજ્યો હજુ પણ બહુમાન ધરાવે છે તેઓ એટલા સુધી કે:– જ્યારે શ્રી પુજય ગાદીએ બેસે ત્યારે–આ માણિભદ્ર વીરને વિધી પુર્વક પુજન કરે નહી ત્યાં સુધી પાલખી માં બેસવાનું મુલતવી રાખે છે આ માણિભદ્રનું ઓછા માં ઓછું દશ હજાર વર્ષનું આયુષ હોય છે આવી જાતના દેવો ઘણી સંખ્યામાં છે તે સઘળાઓના પ્રકૃતી એક સરખીજ લગભગ હોય છે તેથી કોઈ પણ ક્ષેત્રમાં રહીને વિઘ્ન વખતે સ્મરણ કરવામાં આવે તો તત્કાળ પ્રચ્છન્ન પણે હાજર થઈ વિઘ્નને દુર કરે છે.

આ દેવનું આરાધન શી રીત્યે કરવું તેનાં અનેક વિદ્વાનો શાસ્ત્રોમાં બતાવેલાં છે પણ તેમાંનું સ્હેલુ અને સર્વ કોઇથી બની શકે તેવું નિચે મુજબનું છે.

**ॐ अ. सि आ उ. सायनमः** એ મંત્રની એકવીશ માળા ફેરવીને પછી **श्री माणिभद्र दिशतुमम सदा सर्व कार्येषु सिद्धम्.** આ મંત્રની એક માળા ગણવી આ પ્રમાણે સ્નાન અને ધુપદીપ સાથે વીધી કરતાં ઓછામાં ઓછા એક વીશ અને વધારેમાં વધારે ૧૨૧ દીવસે દેવપ્રસન્ન થાયછે.

## છંદ.

શ્રી માણિભદ્ર સદા સમરો, ઉર બીચમેં ધ્યાન અખંડ ધરો;
જપિયાં જય જયકાર કરો, ભજીયાં સહુ નિત્ય ભંડાર ભરો.૧
જે કુશલ કરે નામજ લિયાં, આનંદ કરે દેવ આશ કીયાં;
સૌભાગ્ય વધે જગ સહસ્સ ગુણે, દિલ સેવ્યાદે પ્રભુ જશડુ ગુણે.૨
અરિયણ સહુ અલગા ભાગે, ત્રિરૂઆ વૈરીજન પાય લાગે;
શંકટ શોક વિયોગ હરે, ઉંણુ વેલા આય સહાય કરે. ૩
ભુત ભયંકર સહુ ભાગે, જક્ષ યોગણી સાયણી નવી લાગે;
વાય ચોરાશી જાય અલગી, લખમી સહુ આય મલે વેગી. ૪
ગુલ પાપડીઆં ગુરૂવાર દીને, લાપશીયાં લાડુ શુદ્ધ મને;
ધુપ દીપ નૈવેદ્ય ધરો, આડમ દીન પુજા અવશ્ય કરો. ૫
જેહને દિન પ્રાણીજાપ સદા, તસ સુપનાં તરસે પ્રત્યક્ષ કદા;
જપિયાં સહુ જાયે આપદા, કોઉ મણા ધરે રહે ન કદા. ૬
મુહમદ સારૂ તમે જશ કર્યો, ગુણ સાયર જીસ્યો તમે ગુણ ભર્યો;
શ્રી દીનાનાથજી દયા કરો, શિર ઉપર હાથ દિયો સખરો. ૭
ભવિયણ જે ભાવે ભજશે, કારજ સિદ્ધિ આપણી કરશે.
પૂજયાં પુત્ર વધે દુગણા, કિણી વાતે કદિ રહે નહિ ઉણા; ૮
શ્રી માણિભદ્ર મનમેં ધ્યાવો, સુખ સંપત્તિ બહુ વેગે પાવો;
લક્ષ્મી કીર્ત્તિવર આપ લહે, શિવ કીર્ત્તિ મુનિ એમ સુજસ કહે.૯

## ગજલ.

અગડબં અગડબં બાજે ચોઘડાં, સવાઇ ડંકા સાહેબકા;
ગુજર દેશમાં દીપ રહ્યા છો, માણિભદ્ર મહાવીર બંકા. ૧

દૂર દેશોથી આવે છે લોકો, ભાવ ધરી તોરા ધામે;
હર્ષ ધરી કરી લાવે સુખડીયો. આપ તણા અહીં વિશ્રામે. ૨
ચમત્કારો બહોત બતાવ્યા, હરખીને સહુ આવે છે;
પડછા પુરીયા શેવક જનના, ભાવ ધરી ગુણ ગાવે છે. ૩
ડાકણી શાકીણી ભાગે ડરતી, આપ તણુ જે નામ લીયે;
ચુડેલ ઝાંપડી સામુ ન ઝાખે, દૂશ્મન નાશે દૂર બીયે. ૪
વ્યંતર કારણ કાંઇ નવ લાગે, ભાગે ભુતડાં દૂર અરે;
રોગ દુઃખ સબ દૂર કરનેકા, પર ઉપગારી નામ ખરે. ૫
બાવન વિરોમાં આપ છો બલીયા, દુઃખ દારીદ્ર દૂર કરતા;
નેમચંદ કહે કરજોડી, વિનંતી હમારી ઉર ધરતા. ૬

## દોહા.

સરસ્વતિ ભગવતિ ભારતિ સુમતી સુગતિ દાતાર;
મુજ મૂખ મંદિર તું રમે, સમય સુધા આધાર. ૧
ગંગા ગંગે અતિ ગુણે, કમલા કર કમલેણ;
જહ તહ તુહ મુખ સોહિયે, સમય અમિય અમિએણ. ૨
કચ્છિપિ કર કમલે કરે, ચરણે રણ જણકાર;
માણિભદ્ર ગુણ ગાયવા, જનની કરૂં જુહાર; ૩

## ત્રીતાલ ચોપાઇ.

સારદ સારદ સુભ મતિ દેવી, કવિ કુલ કોટિ તું મન ધરેવી;
સમય સમય પ્રત્યે સાર કરેવી, ગોરા ગુણ ગાઉં સમરેવી. ૧
માણિભદ્ર વર ભદ્ર વિધાતા, વરદાયક વસૂધા વિખ્યાતા;

વાર વાર વીરા વીનવિએ, સંપતિ કારણ હુંક વિસ્તરિયે. ૨
તુજ તનુ તેજ દિવાકર દીપે, મહિયલ મહિમા તુજ નવી છીપે
ત્રિભુવન રાજા તું જગરાજે, ગોરા ગુણ ગરૂઆ જગ ગાજે.
ચાહ કરી ચાહું તુજ સેવા, દયાવંત દીપક તું દેવા;
સમય સુધારસ ઝીલણહારા, ધીંગડ ધુંબડ તુજ પરીવારા. ૪
ભયંકર ભુતલ ભૂત નસાડે, સાકણિ ડાકણિ ફંદે પાડે;
રંગે રામા રાસ રમાડે, ગ્રહગણ તારા કોટિ ભમાડે. ૫

### હાટકી છંદ.

( આત્મ ભક્તિ મળ્યા કે દેવા. )

તું આપે વ્યાપે, દુર્મતિ કાપે, સંતોષે રિપુ વૃંદ;
સહિ સેવા રસિયા, નિકટા વસીયા, હરી હરચંદ અમંદ.
તુજ તેજે હસીયો, વ્યોમે વસીયો, દીનકર રહે શકંત;
ગુણવંત અનંતા, હાસ હસંતા, વિલસંતા ઉલ્લસંત. ૧
મયગલ મતવાલા, તરલ તુખારા, રહે રાજી રાજંત;
મલપતિ ઘરણી, પતિ મન હરણી, ચંપક વરણી કંત.
તુમ નામે પામે, ભુપ ભલેરા, શિર નામે ઊલસંત;
સુવિનિતા ચૂતા, વિબુધ વંદિતા, વંછિતા બલવંત. ૨

### છંદ ચાલ.

ચઉમાશી પારણુ આવે. એ રાહ.

ઘમઘમ ઘમકે ઘુઘરમાલા, ચંચલ ચપલ ચલાવે ચાળા;
કાર શરમે કરવાલ કરાલા, વયરી હણવા તું વિકરાલા. ૧

સજ્જન જયકર જય સુકમાળા, તનુ તેજે કરી ઝાક ઝમાળા;
કટિ કંદોરા સોવનીઆળા, નયન કમળ દળ અતિ અણિયાળા. ૨
હાર હિયેહી સેહે જાળા, કરૂણાવંત દયાળ મયાળા;
સૂર તેત્રીસા કોટિ સીંગાલા, તું સીરદાર તિહાં ભુપાલા. ૩
કંઠ ઠવે મણિ મોતીમાળા, મદ તંબોલ ભર્યા ગલગાલા;
મદભરી મ્હાલે જયું મતવાલે, ઠમકાવે પગ પાવડીઆળા. ૪
પય પરઠે પદમાસનવાળા, ઘુમત ઘુમત ઘુમતિયાળા;
જન મન મોહન મોહનીઆળા, જાપ જપે ઝાલી જપમાળા. ૫

## કામીનિ મોહન છંદ.

ભવ્ય દેવાણ મધિ મિત્રોહ જોહએ,
જેહને નામે ઘર સરગ વિદોહએ;
જાસ જસ જગતજન જાનતિઓહએ,
માણિભદ્રો ઇસો ઇસસે સોહએ. ૧

## રૂડિલા છંદ.

રાજે રાજેરે રસાલ, મુદ મદન વિસાલ,
કરો કરૂણા રસાલ, સતત સહી;
દુહ કરો અનિવાર, વર વચન વિચાર,
સમય સમય સંભાર, હિયે નીશ્ચય લહી.
પુત્ર કલત્ર અપાર, જય સેવક સાધાર,
દિયો દોલત દુઆર, હિયે હેજ ધરી.

મહિમંડલ મંડન, ખલ ખલક ખંડન,
ભૂત ભૈરવ ભંડલ, સહી સુમય વરી. ૧

**અડિયલ છંદ.**

ત્રીતાલ ચોપાઇ રાહ.

વાદ વિવાદે જે જન ધ્યાવે, સો નર બહુ પરે સંપદ પાવે;
નિર્મળ નામ તુમારૂ જપિયે, અશુભ કર્મ મતિ તત્ક્ષણ ખાપયે.૨

**હાટકી છંદ.**

આતમ ભક્તિ મળ્યા કેઇ દેવા.—એ રાહ.

તું રાચે નાચે, બહુપરે માચે, જાચે તુજ જાચક;
વિવિધા યુદ્ધવંતા, વાસ વસંતા, ઝળકે જીસ પાવક.
દરબારે વસિયે. તોરે હસિયે, ઘસિ ચંદન રંગ;
લેઇ ફુલ અમુલા, ધોળા પીળા, ચરચીજે તુજ અંગ.

**અડિયલ છંદ.**

ત્રીતાલ ચોપાઇ. રાહ.

સાહિબ તુંહિ સદા સુખકાર, મયા કર તુંહીં પિતા પતિ તાર;
શિવંકર તુંહિ સદા આધાર, પ્રણુમું એમ હું વારંવાર. ૧

**છપ્પય છંદ.**

મણિભદ્ર સુખકરણ, સયલ સંસાર વંદીતો;
દોલત દિયે દયાલ, દૈત્યપતિ જેણે જીત્યો.
જય કારક જયવંત, જગતૂપતિ પાતક નાસે;

તનુ તેજે જલકંત, સતત સંતતિ સુવિલાસે.
જક્ષ રાજ નર રાજ, તનય નિપુણનિ સુણો સહી;
ગુણ ગણ ગુણતા ગોરિયાં, લાલ કુશલ લક્ષ્મી લહી

**ભુજંગી છંદને કંઇક મળતી ચાલનો છંદ.**

મગરવાડ મધે વીર બીરાજે,
ઉજ્યેણ આગલોડ અધિક નિવાજે;
પ્રતિયસ્થાને અતિ તેજ ફાવે,
ભજો શ્રી માણિભદ્ર અધિક પ્રભાવે. ૧
પ્રથમ ઉત્પન માળવ દેશે,
તીહાંથી આવ્યા આગરા વિશેસે;
શ્રી શત્રુંજય વીરતંત શ્રવણ સુખ પાવે,
ભજો શ્રી મણિભદ્ર અધિક પ્રભાવે. ૨
વિમલગિરી મહાત્મ અભિગ્રહ લીધો,
મગરવાડ આવી જીહાં વાસ કીધો.
ઉત્પન શુભ ભાવે દેવલોક જાવે,
ભજો શ્રી મણિભદ્ર અધિક પ્રભાવે. ૩
એકાવતારી તું વીર સાચો;
તપગછ મંડળ ઉતંગ આછે.
તાહરૂ તેજ દેખી રવિ શશી ચમત્કાર પાવે,
ભજો શ્રી મણિભદ્ર અધિક પ્રભાવે. ૪
સંસાર રૂપી તું હેતું સહાઇ,

રાખો ભેખકી ટેક સદા વધાઇ;
એ અરજ માનો કરૂં ભક્તિ ભાવે,
ભજો શ્રી મણિભદ્ર અધિક પ્રભાવે. ૫
બાવન વીરા સેવા કરે તાહરી,
કૈઇ દેવ દેવી રમે પાયછાં હરી;
તુજ રૂપ જોતાં અદભુત કહાવે,
ભજો શ્રી મણિભદ્ર અધિક પ્રભાવે. ૬
મહીપતી તુંછે વડવીર મોટો,
તારૂં ધ્યાન ધરતાં ન રહે કાંઇ ટોટો;
જયો જયો વીર રોગ સોગ વિગ્ન મીટાવે,
ભજો શ્રી મણિભદ્ર અધિક પ્રભાવે. ૭
અધર્મિ દ્રષ્ટિ મીથ્યાત્વી પાપી,
તેહ તણાં નાખજે તું મુળ કાપી;
મણિભદ્ર પુજયાં શત્રુ મુખ શ્યામ પાવે,
ભજો શ્રી મણિભદ્ર અધિક પ્રભાવે. ૮
તુમ તણો દાસ દોલત કહે વીનંતી,
માનજો પ્રેમસું બાવજી એ કીમતી;
નમો નમો વીર કાર્ય સીદ્ધિ ચઢાવે,
ભજો શ્રી મણિભદ્ર અધિક પ્રભાવે. ૯

ભુજંગી છંદ.

અહો વીરના વીર આનંદ આપો,

ઘટાડી કુનીતિ સુનીતિજ સ્થાપો;
વળી મોહની કાપજો ક્રૂર ખાણી,
વંદુઃ માણિભદ્ર વીર પ્રેમ આણી. ૧

મહા લોભના પાસમાં હું પડયો છું,
તજી ધ્યાન તારૂં દુઃખોમાં દળ્યો છું;
મતિ તો અતી તૃષ્ણામાં તણાણી. વંદુઃ ૨
ઘણાં કુડને પાપથી હું જ પુરો,
વળી ક્રુર ધંધે બન્યો હુંજ સૂરો;
કહું કેટલી હું મુખે મુજ કહાણી. વંદુઃ ૩
ઉરે આપને જ્ઞાનની જયોત જાગી,
વળી ચોર ચારે કર્યા દૂર ત્યાગી;
નવી પાર આવે કહું ગુણ વાણી. વંદુઃ ૪
હવે દાસ તારો સદા એ ઉચ્ચારે;
મહા દુઃખ તું લીએ આજ પારે;
કરૂં રાવ તુને મહાદેવ જાણી. વંદુઃ ૫
ચોસઠ યોગણી નાચ નચે તુમ પાસ;
વીરા બાવન છે દેવ તુમ દાસ,
સહુ દેવ દેવી મૃત્યુ લોક વંદે. વંદુઃ ૬

---

## વીજાપુરના રહીશ યતી શ્રી મહારાજ અમૃતવીજયજીએ રચેલો છંદ.

### ગરબી.

સૈયર સુખકર સંસાર તથા સારૂ સારૂરે સુરત શહેર—એ રાહ.

વાણી વીણા, પાણી વરદા, મન સમરી જગ માતરે.
ગુણ શ્રીમણિભદ્રના ગાવું, વિશ્વ વિદીત વિખ્યાત. સુખકરસાચોછે
વીરોના મુગટ મણી વડવીર, સુખકર સાચો છે;
દયાદિ ધર્મ ધુરંધર ધીર, સુખકર સાચો છે. એ ટેક. ૧

બાવન વીરા માંહી મહા બળીયા, મહીમાવંત મહંતરે;
સૂરનર નરપતી જેને સેવે, અકલ પ્રતાપ અનંત. સુખ. ૨

માલવ દેશમાં મહીમા મોટો, ઉજેણુમાં અખંડરે;
ગોરડીઓ જીહાં નામે ગવાયો, દુષ્ટને દેતો દંડ. સુખ ૩
ધર્મ ધરા દેશે ધાણધારે, મગરવાડા માંહીરે;
પાલનપુર વરપુરને પામે, તેજ તપે જે ત્યાંહી. સુખ. ૪
તપગછ વિઘન નિવારણ, કારણ જાગતી જયોત જણાયરે;
ચંદ્ર પ્રતાપે ચિહુ દીસે ચાવો, ગુણ જગ જેના ગાય. સુખ. ૫
ગુરજર ધર્મમાં શ્રેષ્ટ ગણાયો, સાબરમતી તટસારરે;
અગસ્થ મુનિના આશ્રામે, અકીટ અગસ્થપુર અવતાર. સુખ. ૬
તરલીટ નીરંતા ગીત તીરે, વિલસીત વૃક્ષ વિશેસરે;
વિકસીત ઉપવન વેલી વીલાસે, બહુ શોભીત પુર બેશ. સુખ. ૭
બ્રાહ્મણ ક્ષત્રી વૈશ્ય વિશેષે, પછી શુદ્રાદીક વાસરે;

શ્રાવકપણુ જીહાં વસીયા, સુખીયા નીજનીજ ધર્મ નીવાસ.
સુખ. ૮
સુમતીજીને સુરદેવ સુહંકર, પ્રભુ કલ્યાણીક પાસરે;
સુંદર બેજીન મંદીર શોભે, અરચતાં આવે ઉલ્લાસ. સુખ. ૯
સ્વંત સતર તેત્રીસ સાલે, રામ સિગવડરાજરે;
રાજગાદીપર બંકો રાજા, નિર્ડર નકતા નીવાજ. સુખ. ૧૦
સાંતી સોમે તેજ સમામાં, સાધ્યા વીર સુજાણુરે;
સાધતાં એકસો એકવીસ દીવસે, પ્રગટ થયા તે પ્રમાણ. સુખ.૧૧
પુરવીરનો પરચો પસર્યો, દેશ અને પરદેશરે;
ષટ દરશન જન પુજે, ખાંતે હરખ ધરીને હમેશ. સુખ. ૧૨
સંઘ આવે કરી લાવે સુખડીઓ, ભાવ ધરી ભલી ભ્રાંતરે;
સરવે સિંદુર તેલ ચડાવી, ખરચે ધન ખરી ખાંત. સુખ. ૧૩
આશા પુરે સૌ જનાંની, સુરાનો સીરતાજરે;
ભકત જનોનો ભાગે ભીડયો, આપે સમર્યો અમાજ. સુખ. ૧૪
ડાકણી સાકણી ભાગે ડરતી, ચુડેલ ડરતી ચાલેરે;
ઝાંપડી બાપડી સામુ ન ઝાંખે, ઝાંપે દાવાનળ ઝાળ. સુખ. ૧૫
ચોર ચુગળનું જોર ન ચાલે, દુસ્મન નાસે દુરરે;
વ્યંતર કારણ કાંઇ નવ લાગે, ભાગે ભૂતડાં દૂર. સુખ. ૧૬
આજ લગણુ પણ આગલાડે આ, પરચો દે પ્રત્ક્ષરે;
સેવંતાં દૂર કરે સૌ સંકટ, લાવી દયામાં લક્ષ. સુખ ૧૭
એજજ વીરતણા આધારે, એકવીસ દીન અનુષ્ટાનરે;
ર્ષ ઓગણુસેં પંચાવન, મનોહર ચઇતર માસરે. સુખ. ૧૮

સુદી મંગળવારે સાધન, પુરણ કીધું પ્રકાશ. સુખ. ૧૯
વિજાપુર સુભ શહેરવાશી, અમૃત વિજય તે આવીરે;
વીરનું ધ્યાન ધરીને વસીયા, લક્ષ સાધનમાં લાવી. સુખ. ૨૦
લાલ રૂચીજીના બહુ લાયક, દોલત રૂચીજી દક્ષરે;
પરમ મીત્ર મુજ તાસ પસાયે, સુખથી વસીયો સમક્ષ.સુખ. ૨૧
ઉંતમ ગુરૂના દીક્ષીત ઉતમ, રત્ન વીજયજી ગુરૂરાયરે;
તેજ ગુરૂના પદ પદમ પ્રતાપે, થીર જશ જગમાં થાય. સુખ. ૨૨
શીખે શીખવે ને સંભાળે, રૂડે કંઠે રસાળરે;
ગુણ અમૃત વર વીરના ગાવે, પામે મંગળ માળ. સુખ. ૨૩

## લાવણી.

માણી ભદ્રજી મગરવાડ મે સબ મુળકાં ચાવા. (૨)
વિશ્વ લોકમે હે ઉપગારી, મુનીજન રાજકુ મન ભાવા. મા. ૧
ઉલટ ભાવસે વંદે તુમકુ, વિરા સાહેબ સુખકારી (૨)
ભુવન પતીમાં દીપે કાંન્તી, રવી કીરણુસે મનોહારી. મા. ૨
એરાવણુપેરે વારી ચઢત હે, ચોસઠ યોગણી નાચનચે;
દામની ચમકત તેજે જળહુળમાં, માંહોમાંહે મચમચે. મા. ૩
પગમે ઝાંઝર રવરવ ઠમકે, ઘુઘર ઘમકે ઘમક ઘમે;
ભમર લેતી નૃત્ય કરંતી, વીરા તુમકે ચરણુ નમે. મા. ૪
બાવનવીરા રખી મન ધીરા, ખ્યાલ ખેલત હે સહીઆરો;
ડમરૂ બાજા ડમકત ડમડમ, દુખ દારીદ્ર દૂર ભાગે. મા. ૫
અનેક દેવા કરે તોરી સેવા, તપગછમેં તુમહી બડા;
આચારજ આવે શ્રીફળ લાવે, તુમચેં ભેટણુ હોત ખડા. મા. ૬

વળી તુમકી રંભા બજાવત ભંભા, લલક લલક લેરાં લેતી;
ધપમપ માદળ તનનન બોલે, વીણા રણકાવી સુખ દેતી. મા. ૭
સમકીત બેની મોહનવેલી, અજમુખ દેવકે પાસ ખડી;
નાટક કરતી દુસ્મન હરતી, કરમે ખલકે કંકરડી. મા. ૮
માણીક મતવાળા છેલ છોગાળા, ભીમ જુજાળા ભય હરતા;
દાસ હું હેતોપરપુર કરતે, લીલા લછી ઘર ભરતા. મા. ૯
ધુપદીપ પુષ્પાદીક પુજા, દીન દીન કરતે દોલત રૂચી;
ગાદિ મર્દ દિંદા રમે, પાઉ તો મેરા દિલમે ખુશી ખુશી. મા.૧૦

---

## આરતિ.

આરતી કીજે શ્રી માણિભદ્રકી.

આગલોડ નગરમાં વાસ કીયો હે,
સુમતિનાથ પ્રભુ સુખ દીયો હે. આરતિ.
સુખડી માઇંત લેતા દેવા,
તેલ સિંદુરચી કરતા સેવા. આરતિ.
તપગછ મંડણુ દયો સુખદાઇ,
દોલત દીયો હે માણિભદ્ર સવાઇ. આરતિ.
આજ થયો હું પાત્રન સ્વામી,
જે નર ધ્યાન ધરે તુંજ નામી. આરતિ.
કુશળ કામની રીધીને સિધી,
તુમ શરણાની સેવા કીધી. આરતિ.

## આરતિ.

( જયો જયો મા જુગત અંબે એ રાહ )

જય જય નિધિ, જય માણિક દેવા, જયમાણિક દેવા;
હરિહર બ્રહ્મ પુરંદર, કરતા તુજ સેવા. જયદેવ જયદેવ. ૧
તું વીરાધિપ વીરા, તું વંછિત દાતા; તું વંછિત દાતા.
માત પિતાનું સહોદર, છો પ્રભુ જગ ત્રાતા. જયદેવ જયદેવ ૨
હરિ કરી બંધન ઉદધી, ફણિધર અરિઅનલા ફણિધર
અરિઅનલા;
એ તુંજ નામે નાસે, સાતે ભય સઘળા. જયદેવ જયદેવ. ૩
ડાક ત્રિસુલ ફૂલ માલા, પાસાં કુસ છાજે; પાસાં કુસ છાજે.
એક કર દાણુવ મસ્તક, એમ ષટ્ ભુજરાજે. જયદેવ જયદેવ ૪
તું ભૈરવ તું કિંનર, તું જગ મહા દીવો, તું જગ મહા દીવો.
કામ કલ્પતરૂ ધેનું, તું પ્રભુ ચિરંજીવો. જયદેવ જયદેવ. ૫
તપગછ પતિ સૂરી, ધ્યાવે તુંઝ ધ્યાનં; ધ્યાવે તુંઝ ધ્યાનં.
મણિભદ્ર ભદ્રંકર, આશા વિસરામં. જયદેવ જયદેવ. ૬
સંવત અઢારહસેં પાસઠ, શ્રી માધવ માસ; શ્રી માધવ માસ.
દીપ વિજય કવિરાયની, પુરો સર્વ આશ. જયદેવ જયદેવ. ૭

## ચોપાઇ.

સુરપતિ નિત્ય સેવિત શુભ ખાણિ, વિબુધ વૃંદ વંદિત બ્રહ્માણી;
અધિકાનંદ હ્રદયશું આણી, પ્રમણુમિસ હું સારદ સપરાણી.
વિમલ વચન મુજ દ્યો વરદાતા, ગુણનિધિ ગોરડીયા ગુણગાતા;

ભૂતલ જન મોહન મુનિ ભ્રાતા, ત્રિભુવનમાં ખેલત વિખ્યાતા.
મણિભદ્ર મહિ મંડળ મંડન, ખડ્ગધારી ખેલે ખલ ખંડન;
ગોરડિયો દુર્જન જન ગંજન, ભક્ત વત્સલ ભય ભાવઠ ભંજન.

દોહા.

વીર સુણો એક વીનતી, સેવકની સુવિચાર;
પરિ પરિ પિશુન પરાભવે, તેહનો કરો નિસ્તાર.
અભિમાની એ કહ્યા ગરા, અપજશ કરા અપત્ય;
કપટી કુડ કુબુદ્ધિયા, નિર્દય નિખર નિસત્ય.
મણિભદ્ર માતા પિતા, અડવડિયાં આધાર;
ખેત્રપાલ ધરિ ખંતશુ, શત્રુ કરો સંહાર.
બાવન વીર માંહે સબળ, જગ જાગતો જસવાય;
પ્રભૂ મનવંછિત પુરવો, ગુણિયલ જન ગુણ ગાય.

ત્રિભંગી છંદ.

( હરીગીતના મળતા છંદમાં ગવાય છે. )

ગુણ ગાઉ ભગતે એક ચિતે, ખરિય ખંતે તાહરા.
વિરાધી વીરા ધરણી ધીરા, તૂંહિ ભૈરવ કિન્નરા.
તૂંહિ બરડો તૂંહિ બાબર, તૂંહિ ચાંવટ ચાચરા;
શ્રી મણિભદ્ર સુભદ્ર જયકર, શત્રુ સંહાર માહરા. એ ટેક. ૧
મહાકાલ તૂંહિ વીરકુર સિદ્ધ, હરડો તહી ખોડિયો;
રગતિયો જાગડ તૂંહિ, ચામુદ માંકડો જંત્ર દિયો.
આગિયો આદે ઠામ ઠામે, પીઠ પ્રસિદ્ધ તુજ ખરા. શ્રી મ. ૨

શાકિની ડાકિની ભૂત વ્યંતર, રાક્ષસી સિકોતરી;
તુજ નામે નાશે દોષ ત્રાસે. દુષ્ટ ન હુ નિરખે ફરી;
ચોવટે ચાચર તૂંહિ ખેલે, શક્તિ ખેલે સંકરા. શ્રી મણી. ૩
તું વિષમ વાટે ગિરિય ઘાટે, જલધિ જલ પૂરે વહ્યાં,
નલ અનલ સંકટ વિકટ કટકે, આદમી જે દુઃખ લહ્યા;
તુજ નામ જપતાં કુશલ ખેમે, પ્રેમશુ આવે ઘરા. શ્રી મ. ૪
ષડ્ભુજા ભય હર, ખડગ વિષધર, પાસ પાણિ વિના કએ;
ષડ્વાંગ શુલ કપાલ માલા, ડમકે ડમરૂ ડાકએ;
કલ કર વિકરતો ધરણી રમતો, વૈરી દમતો આતુરા.શ્રી મ. ૫
પય ઘુમે ઘુઘર જોગ જટધર, હાથ ખપ્પર વરતરં;
બ્રહ્માંડ પિંડ પ્રચંડ નવખંડ, અવનિ જોવે ખડ્ગધરા;
કૈલાશ શિખરે સમુદ્ર તીરે, દિશો દિશ ખેચરા. શ્રી મણી. ૬
જીમૂતનીલ સમાનરૂપ, તવ સ્વરૂપ કુણ લહે;
સુર અસુર માનવ દેવ દાનવ, આણ તાહરી શિર વહે
તું મંત્રમુલી યંત્રે તંત્રે, ચંદ્રમા રવિ શુભકરા. શ્રી મ. ૭
દિવાન તુંહિ અરજ વેગી, તુંહિ કાજી અદલતુ;
તુંહિ ચકિતા તુંહિ મહેતા, તુંહિ મીરાં પટિલતુ;
ત ભણી તુજને કહુ ખેતલ, ચિત ધરતું સુખકરા. શ્રી મ. ૮
નવનિધિ રૂધિ સમૃદ્ધિ દાતા, જગત જોતા તુ સદા;
વંછિત પુરણ કષ્ટ ચુરણ, સુકવિ ટાલે આપદા;
તું પિતા માતા તુંહી ત્રાતા, નાથ સ્વામી સહોદરા. શ્રી મ. ૯

ત્રિભુવન હીંડે યક્ષ કેડે, ફરે સેવા સારતા;
પારિકી સાધુ અસાધુનીતું, લહે જગની વારતા;
જાગતિ મૂરતિ ભવન તાહરી, પાય પુજે સુરનરા. શ્રી મ.૧૦
જે મરમ બોલા, લુબ્ધ લોલા, વિકલ લવતા માનવી;
પરવિઘન તોષા તરત રોષા, વેદ વાણી નવનવી;
કલિ કરણ માતા કપટ રાતા, કુમતિ માતા અનુચરા.શ્રી મ.૧૧
વિણ ગુનહ વૈરીજન ભંભેરી. આલ બોલે અણુછતા;
કરગ્રહિ અસિભર છેદ અરિશિર, વાર વયરિ વ્યાપતા;
ઉપગાર કીધો પન ન જાણે, ગર્વિ ગુનહિ ગોબરા. શ્રી મ.૧૨
પરગુણ ન બોલે શિશ ડોલે, લુંડપરે ભમતા ભમે;
પર રૂદ્ધિ દેખી દુઃખ અલેખિ, સાધુ સજ્જન જે દમે;
બરબરે બોકડ સાદ બરકે, હરામી હરકત કરા. શ્રી મ. ૧૩

---

## કળશ.

### છપ્પય છંદ.

ક્ષેત્રપાલ ભુપાલ. આપ જે માગ્યા મુજનો
સમરથ સાહિબ જાણી, યાચના કીધી તુજને.
કરત બે ગ્રહી ત્રિશુલ, કંધ કાપે કંટકના;
રૂદ્ધિ સિદ્ધિ ઘર આણ, કોડ પુરે મુજ મનના.
મગરવાડા પૂર મંડણો, અતુલ બળ અશરણ શરણ;
રાજરત્ન પાટક વીનવે, શ્રી માણિકભદ્ર જય જય કરણ.

---

## દોહરો

સરસ વચન દ્યો સરસ્વતિ, પૂજું ગુરૂકે પાય;
ગુણ માણિકનાં ગાવતાં, સેવકને સુખ થાય. ૧
માણિભદ્રમેં પામિયો, સુરતરૂ જેવો સ્વામી;
રોગ શોક દૂરે હરે, નમું ચરણ શિર નામી. ૨
તું પારસ તું પોરસી, કામ કુંભ સુખકાર;
સાહિબ વરદાયી સદા, અંધાનો આધાર. ૩
તુંહિજ ચિંતામણિ રતન, ચિંતાસેન નિતાર;
માણિક સાહિબ માહરા, દોલતના દાતાર. ૪
દેવ ઘણા દુનિયા નમે, સુણતા કરે સન્માન;
માણિભદ્ર મોટો મરદ, દીપે દેશ દીવાન. ૫

## અડિયલ છંદ.

ત્રીતાલ ચોપાઇ રાહ.

દીપતો જગમાંહિ દીસે, પિસુન તણા દળ તુહિજ પીસે;
અષ્ટ ભયથી તુંહિજ ઉગારે, નિંદા કરતા શત્રુ નીવારે. ૬
જગ મુખ્ય દેવ મહા ઉપગારી, ઐરાવણ જીણરે અસવારી;
માણિભદ્ર મોટો મહારાજા, વાજે નિત છત્રીશે વાજા. ૭
હેમ વિમલસુરિ વરદાઇ, ક્ષેત્રપાલ ક્ષણ ખાડયો ખાઇ;
ઉણ વેળા માણેક તું ઉડયો, ભૈરવને ગુરજાસું કુડયો. ૮
માનોજી માણિક વચન હમારો, થેં છોડો હું ચાકર તારો;

માણિભદ્રજી વાચા માની, કાલો ગોરો કિહા કાની. ૯
પાઠ ભક્ત પણ વાચા પાલી, વળતી સામગરી સંભાળી;
જાલિમ માણિક બાહેં ઝાલ્યો, દેશ અઢારેજહિ ઉજવાળ્યો.૧૦
કુમતિ રોગ કીયો નિકંદન, માણિભદ્ર તપગછરો મંડન,
ધ્યાન ધરે એક તાહરૂં જ્યારે, તેહનાં કારજ ત્રેલાં સારે.
બોલ શિર રાખે દરબારે, વસુધા કીત અધિક સુધા વધારે;
આઠમ ચોદશ જે આરાધે, સઘળા જાપ દીવાળી સાધે. ૧૨
શ્રી માણિભદ્ર પૂજે જે મોટો, તસ ઘરેં કાદય ન આવે તોટો;
ભાવે કરી તુજને જે ભેટે, માણિક તેહનાં દાળિદ્ર મેટે. ૧૩
ધન અખુટ તે બહુ રૂદ્ધિ પાવે, માણિક તત્ક્ષણ રોગ ગમાવે;
સેવકને તું બાહે સાહે, મહિમા થાયે મહિયલ માંહે. ૧૪
જો મુજને સેવક કરિ જાણો, તો માણિક એક વિનતિ માનો;
દિલ ભરી દર્શન મુજને દીજે, કૃપા કરી સેવક સુખ કીજે. ૧૫

દોહરા.

તૂં વાસી ગુજરાતનો, નવખંડે તુજ નામ;
મગરવાડે મોટો મરદ, કવિયાં સારે કામ. ૧૬
સેવકને થેં શીખવો, હુકુમ પ્રમાણ હમેશ;
જીણ વિધ હું પુજા કરૂં, સેવા દેઓ હમેશ. ૧૭
કરો અજાચી કવિયણ, માણિભદ્ર મા બાપ;
દિલભરી દર્શન દીજીયે, સેવક ટાળ સંતાપ. ૧૮
માણિભદ્ર મહારાજસું, ઉદય કરે છે અરજ;
મુળ મંત્ર મુજને દિયો, રાખો માહરી લાજ. ૧૯

## અડિયલ છંદ.

ત્રીતાલ ચોપાઇ. રાહ.

વસુધામાં મારી લાજ વધારો, ન્યાત ગોત્રમેં કુજશ નિવારો;
દુઃખ દાળિદ્ર હરિજેં દૂરે, પુત્ર તણી તું વાંછા પુરે. ૨૧
સેનાનીને તું સમજાવે, અવનિપતિ પણ તુમ પાય આવે;
વિઘ્ન અનંતો રાજ નિવારો, મણિભદ્ર મુજ શત્રુ નીવારો.
સઘળાં નર નારી વશ થાય, સાકિણિ ડાકિણિ નાશી જાય;
ભૂત પ્રેત તુજ નામે નાશે, નાહર ચોર કદી નવ વાસે. ૨૨
મોટા દાનવ તૂંહિ મરોડે, તાવ તેજરા તૂંહિજ તોડે;
હરિહર દેવ ઘણાય હોયે, તિણમે તુમ સરિસો નહિ કોય.
ભાવે અડસઠ તીરથ ભેટો, ભાવે શ્રી મણિભદ્રને ભેટો;
સુરપતિ માહરી અરજ સુણીજે, કવિયણને તત્ક્ષણ સુખ કીજે;
ઘો વાંછિત માણિક વરદાઇ, સેવકને ગહુકટ્ટ સુહાઇ. ૨૪

---

## કળશ.

### છપ્પય છંદ.

ગુણ ગાતાં ગહગટ્ટ અન્ન ધન કપડો આવે.
ગુણ ગાતાં ગહગટ્ટ પ્રગટ ઘર સંપદ પાવે;
ગુણ ગાતાં ગહગટ્ટ રાજમાન મોજ દીરાવે.
ગુણ ગાતાં ગહગટ્ટ લોક સહુ પુજા લાવે,
સુખ કુશળ આશ્યા સફલ ઉદય કુશળ એણીપરે કહે.
ગુણ માણિકનાં ગાવતાં લાખ લાખ રીઝં લહે. ૨૫

---

# સરસ્વતિ અષ્ટક.

## હરિગીત છંદ.

શુદ્ધ વિમલંકર નાવ શુધવર, નિરૂપ રમની નિરખિયે;
વર દેયન બાલા, પદ પ્રવાલા, મંત્ર માળા ચરખિયે,
સ્થિર થાનંભા અતિ અચંભા, રૂપ રંભા મલકતી;
ભજીયે ભવાની જગત જાની, રાજ રાની સરસ્વતી. ૧
સુરરાજ સેવિત દેખ દેવત, પદ્મ પેખત આસનં;
સુખદાય સુરતિ, માય મુરતિ, દુઃખ દુરતિ નિવારનં.
ત્રિહુ લોક તારક, વિઘ્ન વારક, ધરા ધારક નરપતિ;
ભજીયે ભવાની જગત જાની, રાજ રાની સરસ્વતી. ૨
કેવિયાં કોપિત, લોભ લોપિત, અવનિ ઓપીત ઇશ્વરી;
સંતોષ ધારન વિઘન વારન, મદન મારન મહેશ્વરી.
ખલદલ્લા ખંડન છિદ્ર છંડન, દુષ્ટ દંડન નરપતી;
ભજીયે ભવાની જગત જાની, રાજ રાની સરસ્વતી. ૩
શિવ શક્તિ સાચી રંગ રાચી, અજ અજાચી યોગીની;
મદ ઝરન મત્તા તરન તત્તા, ધત્ત ધૂત્તા ધાગિની.
જીજ્ઞાંસ્તપંતિ મન રમંતિ, ધવલ દંતિ વરમતિ;
ભજીએ ભવાની જગત જાની, રાજ રાની સરસ્વતી. ૪
જલ થલજ નાની પવન ખાનિ, મતિ બખાની વીજલી;
ગિરવરાં ગહન, વાઘ વાહન, સર્પ સાહન સીતલી.
હુક હાંક ધારી હથ્થ હઝારી, ધનુષધારી ભગવતી;

ભજીયે ભવાની જગત જાની, રાજ રાની સરસ્વતી. ૫
જણુણાટ જલઝરિ ધિધિમ ધપવરિ રિરિ રિર ધરખજિયે;
ધિધિધીં કિધીં ગડદિ ધિધિક ધિરતં, ધિધિક ધીંગ્રડ દીગજિયે.
દ્રાં કિ ડ્રૈં ડ્રૈં રૂરૂરૂમતિડ્રાં, ત્તત્તકિત્રાંત્રાં દમકતી;
ભજીયે ભવાની જગત જાની, રાજ રાની સરસ્વતી. ૬
રિરિરમ કિરિમિરિ મિજીજીમજી મિજીમિ, ઠમકિઠમ પગ
રચિયે;
ઘમકિ ઘમ ઘમ ગ્રહણિક ગ્રહણિ, ગમ અતિ અમગ
નૃત્તિ મચિયે.
તત થેઇઅ તાનન માત માનન, અચલ આનને દરસતી;
ભજીયે ભવાની જગત જાની, રાજ રાની સરસ્વતી. ૭
ચવ ચક્ર ચાલન ઝટિક ઝાલન, ગર્વ ગાલન ગંજની;
વિરહાં વિહારન મહિષ મારન, દલિદ્ર દારન ભંજની.
ચરચિયે ચંડી ખલાં ખંડી, મદન મંડી મલકતી;
ભજીયે ભવાની જગત જાની, રાજ રાની સરસ્વતી. ૮
કવિ કરે અષ્ટક ઢાલ કસનક, વિસન પૃષ્ટક કજિયે;
મણિ મૌલ મંડિત પઢે પંડિત, એ અખંડિત પેખિયે.
દયાસુર દેવી સુરાં સેવી, નિત નમેવી જગપતી;
ભજીયે ભવાની જગત જાની, રાજ રાની ~

# શારદા માતાનો છંદ.

## દોહા.

વીણા પુસ્તક ધારણી, બ્રહ્મા પુત્રી માય;
જે ગુણ હુ અક્ષર જપું, તે તુમ કરો પસાય. ૧

## છંદ.

કરવીણ બજાવે નાદ સોહાવે રંગ અનોપમ રૂપ ભરે,
સેવક ગુણ અપ્પે વિદ્યા થપ્પે દારિદ્ર કપ્પે દુંદ ભરે;
કાસ્મીર વસંતી રગ હસંતી દેશ વિદેશે દીપતી,
કવિ પુંવપયંપે બ્રહ્મા પુત્રી જગ જયવંતી સરસ્વતી. ૧
શણગાર સમજ્જો ને ઉરવજ્જો જળકત જાલી સહી શ્રવણે,
મુક્તાફળ હારં કંઠ અપારં કજ્જલ સારં નત્ર નયણે;
પદ્માસન સોહે ત્રિભુવન મોહે બાળપણુ દીસે ભગવંતી.
કવિ પુંવપયંપે બ્રહ્મા પુત્રી જગ જયવંતી સરસ્વતી. ૨
શિર રાખડી જળકે ચુડી ખળકે દોરી લહકે ફુદાલી,
કરકમળ સુરંગી પુસ્તક સંગી હાથ બીજોરી જપમાળી;
ખીરોદક ધવલા પહેરી પટોલાં મયગલની પરે માલતી.
કવિ પુંવપયંપે બ્રહ્મા પુત્રી જગ જયવંતી સરસ્વતી. ૩
સરસતિ માતા સંપતિ દાતા ત્રિભુવન ધ્યાતા તુજ ભણી,
મન આસા પુરે દારિદ્ર ચુરે સદા સરૂપી શોભ ઘણી;
જે ગુણ તુજ ગાવે આઇ આવે સિંહ વાહને સોભંતી.
કવિ પુંવપયંપે બ્રહ્મા પુત્રી જગ જયવંતી સરસ્વતી. ૪
આદિ કુંઆરી ત્રિભુવન ધારી નીલે વરણે નાચંતી,
...ંડિત પંચોલી દીશે ભોલી ભાટે થાટે ભાછંતી;
...વે ખુબ રછાવે અગર કપુરે રાછંતી.
... પુત્રી જગ જયવંતી સરસ્વતી. ૫

### કળશ.

બ્રહ્મા વિષ્ણુ મહેસ અધિક એક મન જંપે,
સુરખ દાનવ દેવ તોય ભય ભ્રાંતે કંપે;
સુરનર ગણુ ગાંધર્વ કમળ કેરી પુજા રચાવે,
પંચોલી પંડિત ઘસી ચંદન ઉર લાવે.
વાહન હંસ કવિ પુત્ર કહે આરાધે યોગી યતી,
ત્રિહુ ભુવને નાથ તારણુ તરણુ જય જય દેવી સરસ્વતી. ૬

### દોહરા.

અંબે અંબે જે કરે સદા સાહેકી હોઇ,
દુખ ભંજે દારિદ્ર હણે વૈરી ન ગંજે કોઇ.

### સારદા માતાજીનો છંદ.

સરસ વચન સમતા મન આણી ઑંકાર અક્ષર પહેલો ધુર જાણી
આલસ્ય અળગો દૂરે છંડિ ત્રિશલાનંદન અંગે મંડિ ૧
સરસ્વતી સરસ વચન માગું તાહારૂં કવિત કરી પાય લાગું,
તુજ ગુણે મંડયો ઉજ્જમ આણી ખજુરડે માડી તું જાણી. ૨
હરખ્યો ધ્યાન ધરૂં પ્રભાતે સોંહણે વાચા દીધી રાતે,
તવ મનમાંહે ચીંતા ચુકી પાય લાગું આલસ્ય મૂકી. ૩
તારા ગુણુ પૂરા કોણુ કહેશે તુજ તૂઠે મુજ મન ગહ ગહશે,
બાલુડો જે બોલે કાલું તે માતાને લાગે વ્હાલું. ૪

### છંદ.

તું ગય ગમણી ચંદા વયણી કટિ તટી
અંગુલી અનોપમ નખ નિરૂપમ ઘણ

અશુર સવારે જેહને પ્રત્યક્ષ સોંહણે આવી વાત કહે,
તિણવાતે ત્રાઠો જાયે નાઠો જાડયપણું જગ કિહાં રહે.
તું શકિતરૂપ માડી નવિ સલકે ચામર છત્ર શિર ઉપર જળકે
જગમગ જગમગ જયોતિ વિરાજે તાહારૂં કવિત કરૂં તે છાજે
દંત પંતિની માંડિ ઉલ્લી જાણું બેઠી હીરા ટોલી,
તિલક કરૂં કસ્તુરી ઘોલી જેહ જાણે અમીરસ ગોળી.
કાને કુંડળ જાક જમાળા રાખડિયે ઉપંતિ માલા,
હંસાસની સોહે સુવિસાલા મુકતા ફળની કરે જપમાળા.
નકપુલી નાકે તે રૂડી કર ખળકે સોનાની ચુડી,
દક્ષણ ફાલિ અંગ વિરાજે જં જં બોલે તં તં છાજે.
તાહરી વેણે વાસગ વસિયો તે પાતાલે જઇને વસિયો,
રવિ શશિ મંડળ તારા જાણું તાહારૂ તેજ કોણે ન ખમાણું.
રામત ક્રીડા કરતી આલી ધ્યાન ધરૂં પદ્માશન વાળી,
પાય ઝંઝર ઘુંઘર ઘમકે દેવ કુસુમ પહિર્યા તે મહકે.
ચાર ભુજા ચંચલ ચતુરંગી મુખ આરોગે પાન સુરંગી,
કંચુ કશણુ કશી નવરંગી ગૌર વર્ણ જયું સોહે ગંગી.
બ્રહ્મ સ્વરૂપી પુસ્તક વાંચે નવખંડે તું નાટક નાચે,
ગગન ફરે લહી હાથે કમંડળ વીણુ વજાવે રંગે રમંડલ.
...ખ કાંઇ ન લેતા તુજ નામે તે કેલી કરંતા,
કલિયુગ માંહે દડી ઉછાળી કાવતને ચાહે.
છે દેહરી' લહેતી માંહે દેતી ફેરી,
' તુ અજારી નવલ નવેરી.

હેમાચાર્યને તું વુઠી કાલીદાસને તુંહિજ તુઠી,
અનુભુતી સંન્યાસી લીધી મુનિ લાવણ્ય સમયે તુ સાધી.
વૃદ્ધ વાદિ દેકર પણ આવી, કુમારપાળ મુખ તુંહીજ ભાવી,
મૂરખ જટનો કર્યો તમાસો વપ્પભટ સૂરિ મુખ વાસો.
અભયદેવને સોંહણે રાતે મલિયાગિરે જાણી પરભાતે,
વર્ધમાન સુરિ પર સિધ્યો સુરિ જિનેશ્વરને વર દીધો.
માઘ કવીશ્વરને મન માની ધનપાળથી નરહી તું છાની,
રાજા ભોજે ભલિ ભમાડી સુરનર વિદ્યાધરે રમાડી.
તેજ રૂપ ચાલે ચમકંતી મહિયલ દીસે તુંહિ ભમંતી,
તારી લીલા કોઇ નવિ પાલે તું ત્રિભુવનમાં એકલડી માલે.
સુતા કવિને તુંહિ જગાવે મંત્રાક્ષર પણ તુંહિ દિખાવે,
કામરૂપ તુ કાલીદેવી આગે દેવ ઘણે તુજ સેવી.
ત્રણ રૂપ ધારે બ્રહ્માણી આદિ ભવાની તુ જગ જાણી,
તું જગદંબા તુંહિ ગુણ ખાણી બ્રહ્મસુતા તું બ્રહ્મ વખાણી.
તું ભૈરવ તું ત્રિપુરા ચાલી જ્વાલામુખી તું ચોગણ ભાલી,
અલવે ઉભી તું અંગજ વાલી નાટક છંદ બજાવે તાલી.
છપન કોડ ચામુંડા આઇ નગરકોટ તુંહિજા માહા માઇ,
શાસનદેવી તું સુખદાઇ તુંહિ અંબા તુંહિજ અંબાઇ.
તું પદમાં તુંહિજ વરદાઇ તું શ્રીમાતા તું સુત દા
તું ભારતી તુંહિ ભગવંતી આવિ કુમરી
તું વારાહ તુંહિજ ચંડી આદિ ભ

તુજાવણુ નાણુ પણુ નવિ ચાલે લક્ષ્મીને શિર તુંહિજ માલે.
હરિહર બ્રહ્મા અચરિજ હોઇ તાહરી સેવ કરે સહુ કોઇ,
દેશ દેશાંતર કાંઇ ભમિયે' અડસઠ તીરથ ફળ તુજ નમીયે.
મનવંછિત દાતા મતવાલી સેવક સાર કરો સંભાલી,
ઘણું કિશું કહું વાલી વાલી વાંકી વેળા તું રખવાળી.
તું ચાલક તું ચાચર રાણી તું નીલાંબરની ધણીઆણી,
તું ચપલા તું ચારણુ દેવી ખોડિયાર વિષહર સમરેવી.
વાણીવર માગું વરદાઈ તું આવડી તું માંત્રડી આઇ,
તું દેવલ તું ભદ્રી આઇ તું વિરૂડી તું ચખડાઈ.
તું દેવી મેં પ્રત્યક્ષ દીઠી જાણું હુ તું મુજને તુઠી,
વાત કરે તું પ્રત્યક્ષ બેઠી મહારે તું મન ભીતર પેઠી.
છળ વ્યંતર તુજ નામે નાશે ભૈરવ ડાકણુ અલગા વાસે,
વિષમ રોગ વયરીદલ ભાજે તું સબલી સબલાસું આજે.
કવિતા કોડી ઃમે કરે જોઇ તાહારો પાર ન પામ્યો કોઇ,
આદિ સંભૂ બેઠી તું સોહે તુજ દીઠે સઘળો જગ મોહે.

કળશ.

સલલિત સરસ સાકર સમી, અધિક અનોપમ જાણી;
વિનય કુશળ પંડિત તણી, કરી સેવ મેં લાધી વાણિ.
િ સાંતિ કુશળ ઉલટ ધરી, નિજ હીયડામાં આણિ;
પનરંગ, ૐકાર સમરી શારદા વખાણી.
ં છંદ કીધું ભદ્રી ભકતેં વાચા માહારી;
ીલ કરી, આસ્યા ફળશે તાહરી.

## તાવનો છંદ.

### દોહરા.

ૐ નમો આનંદપુર નગર અજયપાલ રાજન,
માતા અજયા જનમિયો જવર તું કૃપા નિધાન.
સાત રૂપ શક્તિ હુઉ કરવા ખેલ જગત,
નામ ધરાવે જુજવા પસર્યો તું ઇત ઉત.
એકાંતરો બેયાંતેરો ત્રઇયો ચોથો તામ,
શીત ઉષ્ણ વિષમ જવરો એ સાતે તુજ નામ.

### છંદ.

એ સાતે તુજ નામ સુરંગા જપતા પુરે કોડી ઉમંગા,
તુજ આગે ભૂપતિ સબ રંકા ત્રિભુવનમાં વાજે તુજ ડંકા,
માને નહિ તુ કેહ ની શંકા તુઠો આપે સોવન ટંકા.
સાધક સિદ્ધ તણા મદ મોડે અસુર સુરા તુજ આગળ દોડે,
દુઠ ધીઠ નાં કંધર તોડે નવી ચાલે તેહને તું છોડે.
આવંતો થરહર કંપાવે ડાહ્યાને જિમ તિમ બહકાવે,
પહિલો કેડમાંથી આવે સાત શિરખ પણ શીતન જાવે.
હીંહીં હુંહુંકાર કરાવે પાંશલિયા હાડાં કકડાવે,
ઉનાલે પણ અમલ જગાવે તાપે પહિરણમાં મુતરાવે.
આચો કાતિકમાં તુજ જોરો હઠચો ન માને ધાગો દોરો
દેશ વિદેશ પડાવે શોરો કરે સબલ તુ તાને
તુહાથીનાં હાડાં ભંજે પાપીને તાડે કર

ભકિતવત્સલ ભાવે જો રંજે તો સેવકને કોય ન ગંજે.
ફોડક તોટક ડમરૂ ડાકં સુરપતિ સરિખા માને હાકં,
ધમકે ધુંસડ ધાંસડ ધાકં ચઢતો ચાલે ચંચલ ચાકં.
પિશુન પછાડણુ નહીકો તોથી તુજ જસ બોલ્યા જાય ન કોથી,
શીઅણુ ખીલ કરો એ થોથી મહેર કરી અલગા રહો મોથી.
ભકત થકી એવડીકાં ખેડો અવલ અમિનાં છાંટાં રેડો,
લાખાભક્તનો એનિવેડો મહારાજ મૂકો મુજ કેડો.
લજવસોમાં અજયા રાણી ગુરૂ આણુ માનો ગુણખાણી,
ઘરે સિધાવો કરૂણા આણી કહું છું નાકે લીટી તાણી.
મંત્ર સહિત એ છંદ જે પઢશે તેહને તાવ કદી નવ ચઢશે,
કાંતિકલા દેહી નીરોગં લેહેરો લખમી લીલા ભોગં.

ફલશ છપય.

ઑં નમો ધરિ આદિ બીજ ગુરૂ નામ વદીજે,
આનંદપુર અવનીશ અજયપાલ આખી જે;
અજયા જાત અઢાર વચિયે સાતે બેટા,
જપતાં એહિજ જાપ ભક્તસુત કરે મેટા;
ઉતરે અંગ ચઢિયો પલમે તારા વચણે મુંઢા,
કહે કાંતિરોગ નાવે કદિ સારમંત્ર ગણિયેં સદા. ૧

ઇતિ જ્વરછંદ સમાપ્ત.

...વાર અથવા ચોદવાર અથવા એકવીશવાર
...પ જતો રહે.

# શ્રી યંત્ર મહિમાં વર્ણન છંદ

## ( ચોપાઇ. )

જીણુ ચોવીશે પય પ્રણુમેવિ,
સહ ગુરૂ તણા વચન નિશુણેવિ;
યંત્ર તણો મહિમા અતિ ઘણો,
ભાવે બોલું ભવિયણુ સુણો. ૧
સોલે કોઠે લખીયે વીશ,
સઘળા ભય ટાળે જગદીશ;
અઠાવીશમાં રોગ ભય હરે,
છત્રીસે ધુતિ જય કરે. ૨
ત્રીસેવલી સાયણીના સતી,
બત્રીસે સુખ પ્રસવે હુતિ;
દેવ ધ્વજા જો લખીયે ઇમે,
પયચક્ર ભય ન હોવે કીમે ૩
ઘર બારણે જો લખીયે એહ,
કામણુ નવ પરાભવે તેહ;
સાકણિ સંહારી ન હોવે તીહાં,
ચોત્રીસો યંત્ર લખીયે જીહાં. ૪
ચાલીસે શીશ રોગ ટલે,
પાગે વયરી હેલા ઢલે;
અને વલી ઠાકર બે બહુ માન

વસુધા વલી વધારે વાન. ૫
બાસઠે વંધ્યા ગર્ભજ ધરે,
એસા વયણ સદગુરૂ ઉચ્ચરે;
ચોસઠનો મહીમા છે ઘણો,
માર્ગે ભય ન હોય કોઇ તણો. ૬
વારિ ભય રિપુ શાકણિ તણાં,
ચોસઠનો મહિમા નહિ મણાં;
બાવત્તરી ભુત ભુરી જેહ,
ઝુઝે નર જય પામે તેહ. ૭
પંચ્ચાશી પંથે ભય હરે,
અઠયોતરશો શીત્ર સુખ કરે;
વીસો તરશો નયણે નિરખંત,
પ્રસવ વેદ નતે ન વિહુંત. ૮
બાવન શોની ઉલી નીર,
મુખ ધોવે હુવે વહાલો વીર;
સતરિ સયનો મહિમા અનંત,
તુછ બુદ્ધિ કિમ જાણે તંત. ૯
એકસો બહુતરો યંત્ર પ્રભાવ,
બાલકને ટાલે દુષ્ટ ભાવ;
બિહું સોનો યંત્ર લખીયે બાર,
વાણિજ્ય ઘણાં હોય હાટ મઝાર. ૧૦
ત્રણસેં નર નારીનો નેહ,
ગો વાધે નહિં સંદેહ;

ચારસેં ઘર ભય નવિ હોય,
કણુ ઉત્પતિ ઘણિ ખેત્રે જોય. ૧૧
પાંચસેં મહીલા ગર્ભજ ધરે,
પુરૂષહને પુત્ર સંતતી કરે;
છસેં યંત્ર હોયે સુખકાર,
સાતસે ઝગડે હોયે જયકાર. ૧૨
નવસેં પંથે ન લાગે ચોર,
દશસેં દુઃખ ન પરાભવે ઘોર;
ઇગ્યારસેં જે જીવ દુષ્ટ,
તેહના ભય ટાલે ઉત્કૃષ્ટ. ૧૩
બંદિ મોક્ષ બારસે હોય,
દશ સહસે પુનઃ તેહિજ જોય;
વલી સયલની રક્ષા કરે,
એમ યંત્રતણી મહિમા વિસ્તરે. ૧૪
પંચ્ચાસસે રાજાહિકમાન,
શાકણિ દોષ નિવારણુ જ્ઞાન,
કંઠે તથા મસ્તક જે ધરે,
અશુભ કર્મ તે શુદ્ધજ કરે. ૧૫
બાવનનાનો મસ્તકે તથા,
કંઠે ખેત્ર પાલનો હિ સદા;
પણુચાલીસ શિર કંઠે હોય,
સર્વ વસ્ય થાય તસ જોય.
કુંકુમ ગોરોચંદન સાર,

મૃગમદ સોં ચૌદશ રવિવાર,
પવિત્ર પણે પુષ્ય શુભ નક્ષત્ર;
એકમના જો લાખયે યંત્ર. ૧૭
પાર્શ્વજીનેશ્વર તણે પસાય,
અલિય વિઘન સબ દુર પલાય;
પંડિત અમર સુંદર એમ કહે,
પૂજે પરમારથ સબ લહે. ૧૮
(શ્લોક) સમી હિતાર્ધં વિધુ ૧ હીનમા લિખેત્. સ્તને ૨
ગ્રહે ૯ ષોડશં ૧૬ સપ્તમા ૭ ષ્ટમે ૮ તિયોદશાં
સે ૧૦ પ્રથમેચ ૧ કોષ્ટેદ્વિ ૨ સપ્ત ૭ ષટ્ ૬
ય ૩ ષ્ટ ૮ ભુ ૧ વેદ ૪ માર્ગણા ॥ ૫ ॥
॥ ૧ ॥ ઇતિ યંત્ર કોષ્ટક મિદમ ॥

## ભૈરવની આરતી.

જૈન કો ઉદ્યોત ભૈરવ સમકીત ધારી;
સમકીત ધારીને આવે નરનારી;
સામળી સુરતપર જાઉં બલીહારી. જૈન.
કાનુમે કુંડળ મોતીઆની માળા,
લટકે લટકે આવે ભૈરવ લટકાળા. જૈન.
ખાવા પીવા પેરવા ઓઢવા સંપત આપો સારી,
બાળકડાંની લજ્જા રાખો મહા સુખકારી. જૈન.
મંગળવાડામાં આપ બીરાજો,
માણીભદ્ર તુમે મહા સુખ આપો. જૈન.
...ને ગોળા ભેરવ બીરાજો,
...ગીત પાવો. જૈન.

# આ બુકના આગળથી ગ્રાહક થઈ આશ્રય આપનારાઓનાં મુબારક નામ.

૧૦૧ શા. હરીચંદ ગુલાબચંદ.

૧૦૧ શા. ડુંગર મુલચંદ.

૫૧ શા. નાથાલાલ દલીચંદ.

૫૧ શા. ચુનીલાલ ડોસલભાઈ.

૨૫ શા. નગીનદાસ ગહેલચંદ.

૨૫ મહારાજ શ્રી ગુણવિજયજી.

૨૫ શા. ચુનીલાલ બાદરચંદ.

૧૦ શા. ડુંગરશી મોતીચંદ.

૧૦ કાંમદાર માધવલાલ શીવરાંમ.

---

૩૯૯

સત્યનો જય

સોના ચાંદીના દાગીના તો

# શીવલાલ દયારામ-

# નાંજ ખરીદો.

કારણ કે માલ ચોખ્ખો.

અને ભાવ વ્યાજબી, ને જ્યારે માલ વાપર્યા બાદ
પાછો બદલાવા જાઓ ત્યારે ચાંદીના ચાલુ
ભાવથી પાછો લેવામાં આવે છે ને ઠગા-
વાની બીલકુલ ધાસ્તી નહીં.

ઠેકાણું રતનપોળ દુકાન નંબર ૧

एकवार तो अवश्य ही। ५।

धर्मबंधुओंसे निवेदन।

हम अपने आप अपनी दवाकी प्रशंसाकर मियां बनना नहीं चाहते, आप एक बार मंगाकर अवश्य ही प क्षा करे, दवाके खानेसे ही आप अपने मित्रोंसे प्रसंसा रेगे। डाक्टर लोको इस दवाके खानेको भलामण करते

## आनंदवटीका सच्चा चमत्कार.

भगंदरं मूत्रकृच्छ्रप्लीहापांड्वश्मर्याति[illegible]कान्।
शुक्रदोषान्निहंत्यष्टौ प्रमेहांश्चैव विंशति॥ १।
वलीपलितनिर्मुक्तो वृद्धोऽपि तरुणायते।
आनंदवाटिका सेयं महानंदप्रदायिनी॥ २

अर्थ—भगंदर, मूत्रकृच्छ, प्लीहा [ तापतिली ] पांडु रोग, पथरी, धातुविकार, स्वप्नदोष, धातु पतली होना वीस प्रकारके प्रमेह, आदि सर्व रोग नाश होते हैं। इन्द्रियों एकदम शक्ति पकडे छे। वीर्य वीजलीना प्रवाहनी माफक वधे छे। विशेष क्या कहें एकवार तो सफेद बालोंका बुढ्ढा बाबा भी जवान होजाता है इस दवाके सेवन करनेसे परम आनं मिलता है। संक्षेप में इस दवाकी बराबर दूसरी उत्तम दवा नहीं है यह धन्वंतरी वैद्यराजका मत हैं। कीमत २ ] १ ] एजन्टों की जरुरत है।

और उत्तम दवाइयें मिलनेका पता।

औषधालय)

गुजरात